ॐ

# પ્રતિજ્ઞા પાલન.

( જીવદયાનો અપૂર્વ બોધ આપનારી
એક ધાર્મીક નવલકથા. )


લેખક અને પ્રકાશક,
ઝવેરી કાન્તલાલ સારાભાઈ.
કસુંબાવાડાની પોળ—અમદાવાદ.



શ્રી વીર-શાસન પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ રતિલાલ કેશવલાલે
છાપ્યું. હાજાપટેલની પોળ—અમદાવાદ.

સંવત ૧૯૮૪. સને ૧૯૨૭
આવૃત્તિ ૨ જી. પ્રત ૫૦૦




કિંમત રૂ. ૧—૦—૦.

જૈનધર્મના અસ્પૃશ્ય અને અગમ્ય સિદ્ધાન્તોના સ્ફોટ
કરી તે સિદ્ધાન્તોનેજ અનુસરી ચાલતું તથા જૈન
સમાજના પ્રત્યેક હિતમાં શાસ્ત્રાધારે ભાગ લેતું,
એકનું એક, નીડર અને સ્વતંત્ર, અઠવાડીક પત્ર

# "શ્રી વીરશાસન."

આ પત્રમાં પૂ. આચાર્યાદિ મુનિપ્રવરોના તથા ધર્મ શ્રદ્ધાળુ, સંસ્કારી લેખકોના મનનીય લેખો, સુંદર રસમય ચાલુ વાર્તા, દેશદેશાવરના જૈન સમાચારો, દુનિઆના જાણુવાજોગ સમાચારો, ઉપરાન્ત તન્ત્રી સ્થાનથી લખાતી ચાલુ વિષયની નોંધો વિગેરેનું વાંચન દર શુક્રવારે આપવામાં આવે છે.

| વાર્ષિક લવાજમ. | | લવાજમ બદલ. |
|---|---|---|
| સ્થાનિક... | રૂ. ૫-૦-૦ | ૧. અઠવાડીક નિયમિત અંકો. |
| બહારગામ... | રૂ. ૫-૯-૦ | ૨. ખાસ નીકળતા વધારાઓ. |
| પરદેશ... | રૂ. ૭-૮-૦ | ૩. મનનીય સાહિત્ય અંકો. |
| —ટપાલ ખર્ચ સાથે.— | | ૪. વાર્ષિક દળદાર ભેટ બુક. |

ગ્રાહક થવા માટે લખોઃ—વ્ય૦ વીરશાસન.
હાજા પટેલની પોળ-અમદાવાદ.

# પ્રસ્તાવના.



ભારત વર્ષ એ વીરપ્રસૂ પ્રદેશ છે. જે સમયે મુનિવ્રત ધારણ કરનારા ઋષિયો સમાગાન કરતા હતા તે સમયથીજ આર્યોની વીરતા જગપ્રસિદ્ધ છે. ભારત વર્ષમાં ઘણા ધર્મો અને ઘણા ધર્મ સંસ્થાપકો થઈ ગયા છે. ભિન્ન ભિન્ન મતવાદો પ્રવર્તે છે. જૈન ધર્મ એ એક મુખ્ય ધર્મ છે.

"જગત એટલે ઉદય ને અસ્તની પરંપરા" * એમ. રા. ત્રંબકલાલે મ્હને કહેલું. એ ઉદય અસ્તની પરંપરામાંથી મુક્તિ પામવા માટે ધર્મ એ આવશ્યક સાહિત્ય છે. ધર્મના ઝીણા અને ગહન પ્રશ્નો સહેલાઇથી સમજવા એ મુશ્કેલ છે. પરંપરાથી ચાલતુંજ આવે છે કે ધર્મના ગહન પ્રશ્નો સચોટ રીતે સમજાવવા ઉપદેશકો દ્રષ્ટાંત તથા ઉપકથાઓથી તેમના વ્યાખ્યાનને શણગારતા. ઉપકથાના રસ અને રહસ્ય તથા વાર્તાની અનેરી ભાવનાને અંગે તે શ્રોતા જનોના મગજ ઉપર ઉંડી અસર કરતાં ને પરિણામે ધારેલું કાર્ય સહેલાઇથી સરતું. હિંદુ ધર્મના પુસ્તકો તેમજ અન્ય ધર્મના ગ્રંથોમાં પણ દ્રષ્ટાંતની પ્રથા આપણને પરા પૂર્વથી ચાલી આવી હોય તેમ લાગે છે.

"ઇસપફેબલ્સ" [ ઇસપનીતિ ] પંચતંત્ર, હિતોપદેશ, માર્કંડેયપુરાણ, દશકુમારચરિતમ્, ચંદ્રકાન્ત ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર, પાર્શ્વનાથ ચરિત્ર ઇત્યાદિ નીતિ અને ધર્મનાં પુસ્તકોમાં પણ ઉપકથા અને દ્રષ્ટાંતોથી ધર્મના સિદ્ધાંતો સમજાવેલા માલમ પડે છે.

---

* રા. ત્રંબકલાલ દવેના 'વિનોદિની'—નામના અપ્રસિદ્ધ નાટકમાંથી.

ધર્મની ઘણી વ્યાખ્યાઓ થાય છે. પરંતુ સામાન્યતઃ એ માન્યતાતો બધે પ્રચલિતજ છે કે જે જગન્નિયંતાએ આ સૃષ્ટિ પર આપણને મનુષ્ય દેહ આપ્યો, તેના તરફ તેની આજ્ઞા અને નિયમોનું પાલન સંપૂર્ણપણે કરી આપણી ફરજ અદા કરવી. મુક્તિની ઇચ્છા જગત આખુંય ચાહે છે. અને ધર્મ વિના મુક્તિ અસંભવીત છે. પુરૂષ અને પ્રકૃતિની બેલડી નિયંતાએ સરજી. બન્નેના પુણ્યયોગથી જગત તરવાનું નાવ સરજ્યું. આમ પુરૂષ ને પ્રકૃતિ ઉભયને મોક્ષ વહાલો હોય છે ને તે માટે ધર્મની ખાસ અગત્યતા છે.

હું ન્હાનો હતો. મ્હને સામાન્યતઃ ધર્મના પુસ્તકોપર મ્હારા માતામહની શિક્ષાથી ઘણો શોખ રહેલો. પહેલાં મ્હેં ધર્મના એકાદ બે પુસ્તકો વાર્તા રૂપે વાંચેલાં. જરા વધારે મોટી ઉમરે આવતાં તે ફરી વાંચવાનો ધન્ય પ્રસંગ મ્હને પ્રાપ્ત થયો. હું "વર્દ્ધમાન દેશના" અને "ઉપદેશ પ્રાસાદ" ઇત્યાદિ પુસ્તક વાંચતો હતો, ત્યારે મ્હને તેમાંની બેએક કથાઓ ઘણી ગમી ગઇ. તેના ભાવ, અને નીતિનાં તત્વો ઉપરથી મારે પણ એક નાનકડું પુસ્તક લખવું એવી ઉર્મિ થઇ આવી તેના આધારથી ત્હેના ફળ રૂપ "પ્રતિજ્ઞા પાલન" પરિણમ્યું. તા. ૧૩ મી નવેમ્બર ૧૯૨૫ ના અરસામાં **"વીરશાસન"** પત્રમાં **"નિયમનું પાલન યાને પુણ્યનો પ્રભાવ."** એ નામે વાર્તાના સ્વરૂપમાં તે પ્રકટ થવા પામી. ત્યારબાદ થોડો સમય તે એમને એમ રહી, અને હાલમાંજ "કુમારપાળ પ્રતિબોધ" મ્હારા વાંચવામાં આવ્યું, તેમાંથી મ્હને ઘણુંય જાણવાનું મળ્યું ને તેનો આધાર કોઇ સ્થળે લીધો પણ ખરો. "વીરશાસન" પત્રના સંચાલકો, તંત્રી, અને ખાસ કરીને વ્યવસ્થાપકોની તીવ્ર ઇચ્છાને લીધે તે ભેટના પુસ્તક તરીકે આપવી એમ નક્કી થયું. તેઓએ

આપેલા ઉત્તેજન અને તેમની મહેનતના પ્રતાપે તે પુસ્તક આકારે આપના કરકમળમાં હું રજુ કરી શકયો છું.

"પ્રતિજ્ઞા પાલન" વાંચનારને તો મ્હારો તે પુસ્તક લખવાનો ઉદ્દેશ સમજાય તેવું છે. છતાં સામાન્ય પ્રથાને અનુસરીને મારા ઉદ્દેશનું સામાન્ય દર્શન કરાવવું તે યોગ્ય ગણાય. વાર્તાની શરૂઆત રાજપુર ગામમાંથી થાય છે તેમાં સુનંદ અને જિનદાસ એ મુખ્ય વ્યક્તિઓ છે. **અહિંસા પરમો ધર્મઃ ॥** એ સુત્રને સમજાવવા માટે ઉપકથામાં હરિબળ મચ્છીની વાર્તા લખી છે. ત્યારપછી અહિંસાનો સિદ્ધાંત સાદી અને વ્યવહારૂ ભાષામાં સમજાવી દામન્નકની કથા શરૂ કરી છે. તેમાં મહાત્મા પુરૂષનું વચન મિથ્યા જતું નથી, તેમજ દૈવ એજ પ્રબળ છે એ બાબત સમજાવી છે.

વિલાસના આ વધતા જતા યુગમાં શીલ અને તેનું મહાત્મ્ય સમજવાની ખાસ જરૂર છે. પતિવ્રતાનો ધર્મ રિપુમર્દનની કન્યા કોઢીયા પુરૂષ સાથે વરાવ્યા છતાં કેવી રીતે પાળે છે તે પણ જણાવ્યું છે. અંતમાં સહસ્સમલનું ચરિત્ર વર્ણવ્યું છે. તેમાં તેની નિપુણતાનું ચિત્ર દોર્યું છે. તેમાં સહસ્સમલ્લને પકડવા માટે રાજા ઘણા ધર્મપ્રચાલકોને બોલાવે છે. પરંતુ ખરા ધર્મોપદેશક કેવળી જ્યારે આવે છે, ત્યારે નીતિના સિદ્ધાન્તો ત્હેના મગજમાં ઠસે છે ને દિક્ષા લઇ તેના જીવનનું સાર્થક કરે છે.

આમ "પ્રતિજ્ઞા પાલન" માં ઉપકથા અને દ્રષ્ટાંતોની ન્હાનકડી માળા છે. તેમાંના ફુલમાંથી સત્ય, અહિંસા, શીલ, અને નીતિનાં પરિમલ પ્રસરે છે. એ પરિમલ જ્ઞાનભોગી ભ્રમરો આસ્વાદે તેટલીજ લેખકની આકાંક્ષા.

સંસાર અનિત્ય છે, દેહ ક્ષણભંગુર છે, આત્મા અમ્મર છે. એ અમ્મર આત્માને અમર શાન્તિના પુણ્ય યોગથી ભીંજવવા ધર્મ એ મુખ્ય સાહિત્ય છે. ધર્મના મુખ્ય સિદ્ધાન્તો આ પુસ્તક દ્વારા સમજાવવા જે અલ્પ પ્રયાસ મ્હેં કર્યો છે તેમાંથી વાંચકને કંઇક મળે એટલીજ લેખકની ઇચ્છા.

"પ્રતિજ્ઞા પાલન" પુસ્તક આકારે પ્રકટ થવામાં મુખ્યત્વે **"વીરશાસન"** પત્રના '**સંચાલકો**'નો આભાર માનવો ઘટે છે. તે ઉપરાંત **શાહ કલ્યાણભાઈ શકરાભાઇ** તથા **રા. ત્રંબકલાલ કુશળજી દવે**, બી. એ. નો મારે ખાસ આભાર માનવો જોઇએ. **રા. વાડીલાલ કાકુભાઈ સંઘવી**ને પણ ભૂલવા ન જોઇએ.

પ્રેસનું કામ ઉતાવળથી કરવામાં આવેલું હોવાથી કોઈ સ્થળે દોષ રહેવા પામ્યો હોય તો વાંચક બંધુઓ તે સુધારી લેશે એવી આશા રાખું છું. અંતમાં **"સેવા ધર્મે રહું રચીપચી આશા એ ઉર ધારૂં."**

માગશર શુકલ એકાદશી ૧૯૮૪
તા. ૪-૧૨-૨૭
કસુંબાવાડાની પોળ-**અમદાવાદ.**

લી.
**ઝવેરી કાન્તિલાલ સારાભાઇ.**

---

# વિષયાનુક્રમણિકા.

# અર્પણ પત્રિકા.

---

## સ્વર્ગસ્થ રતનચંદ છગનલાલ કીનખાબવાળા.

માતામહ તરીકેના આપના પુણ્ય વાત્સલ્યના ઝરણાનાં પાન મ્હેં ઘણી વાર કર્યાં છે. આપની અચળ ધર્મ શ્રદ્ધાના પ્રભાવથી મ્હારા જીવનમાં પણ આપે ધર્મના તત્વનાં બીજ રોપ્યાં છે, જેના ફળ રૂપે 'પ્રતિજ્ઞા પાલન' પરિણમે છે; જે આપના ચરણ-કમળમાં અર્પણ કરી ઋણ મુક્ત થવાની આશા રાખું છું.

લી૦ આપનો ઋણી સેવક,

કાન્તિ.

સ્વર્ગસ્થ રતનચંદ છગનલાલ કીનખાબવાળા.



શ્રી જિનેન્દ્રાય નમઃ

# પ્રતિજ્ઞા પાલન.

## પ્રકરણ ૧ લું.

### સોબત તેવી અસર.




ભરત ક્ષેત્રમાં રાજપુર નામે એક સુંદર નગર આવેલું હતું, તેમાં મોટા જિનાલયો, અને મોટી મોટી હવેલીઓ આવેલી હતી, નગરની એક બાજુએ થઇને નદી વહન થતી હતી. તે નદીના કાંઠે લીલાંછમ જેવાં ખેતરો અને સુશોભિત વાડીઓ આવેલી હતી.

તે નગરમાં સર્વે સ્થળે વિજય કરનાર અને રાજાઓની મધ્યે ચંદ્ર સમાન એવો વિજયસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. તે રાજાની કીર્તિ તથા ગુણો દેશ દેશમાં લોકો ગાતા હતા. તે રાજાને ઉજ્વલ ગુણવાળી, રૂપથી દેવાંગનાનો પણ

પરાભવ કરનારી લક્ષ્મીવતી નામની મહારાણી હતી. આ બન્ને રાજ્ય દંપતી ધર્મ તથા નીતિપૂર્વક રાજ્યસુખ ભોગવતાં હતાં.

તે નગરમાં સ્વભાવે દયાળુ એવો **સુનંદ** નામે કુળ પુત્ર રહેતો હતો. તેને સદ્‌ગુણોથી ભરપૂર, સુકૃતને સંપાદન કરનાર **જિનદાસ** નામના ધર્મ ચૂસ્ત શ્રાવક સાથે મિત્રાચારી થઇ. દિન પ્રતિદિન તે બન્ને મિત્રોને એટલે સુધી મૈત્રી થઈ કે તેઓને હંમેશાં એક બીજાને મલ્યા વગર ચેન પડતું નહિ. જિનદાસ શ્રાવકને હમેશાં, સ્નાન, જિનપૂજા, ગુરૂવંદન, સામાયિક, પ્રતિક્રમણ કરવાનો નિયમ હતો. એક દિવસ પ્રભાતના નવેક વાગ્યાના સમયે જિનદાસ શ્રાવક મુનિ મહારાજને વંદન કરવા સારૂ ઉપાશ્રયે જવાની તૈયારીમાં હતો, તે વખતે તેનો મિત્ર સુનંદ હંમેશની માફક જિનદાસને ઘેર આવ્યો. ત્યારે જિનદાસ શ્રાવકે સુનંદને કહ્યું.

“ હે મિત્ર ! અત્યારે હું અનેક ગુણ ગુણાલંકૃત, પંચ મહાવ્રત ધારક, શાસનરક્ષક મ્હારા ગુરૂ મહારાજને વંદન કરવા સારૂ ઉપાશ્રયે જઉં છું. ”

આ સાંભળીને તે સુનંદના હૃદયમાં ગુરૂ મહારાજને વંદન કરવાની ઈચ્છા થઇ આવી, તેથી તેણે જિનદાસને કહ્યું:—

“ હે મિત્ર ! મ્હને તમારી સાથે ગુરૂ મહારાજને વંદન

કરવા સારૂ ઉપાશ્રયે લઈ જશો ? ” આવા ઉત્તમ વચનો સુનંદના મુખથી સાંભળીને જિનદાસ શ્રાવકે કહ્યું—

“ હે મિત્ર ! એવો કયો નીચ પુરૂષ હોય કે ધર્મના કાર્યમાં અંતરાય કરે. ”

આ સાંભળીને સુનંદનું અંતઃકરણ હર્ષથી ઉભરાવા લાગ્યું, ને જિનદાસ શ્રાવકની સાથે તે ઉપાશ્રયે જવાને તૈયાર થયો. જિનદાસ શ્રાવક તે સુનંદને પોતાની સાથે લઈ મુનિ મહારાજને વંદન કરવાને ઉપાશ્રય તરફ વિદાય થયો.

વાંચક ! જો તમારો મિત્ર સાચો ધર્મી હોય, હંમેશાં દહેરે, ઉપાશ્રયે જતો હોય તો જરૂર તમારા હૃદયમાં તેના જેવા થવાની ભાવના આવશે, અને તેની સત્સંગતિના પરિણામે તમને ધર્મ રૂપી રત્ન સાંપડશે. “ સોબત તેવી અસર, ” સારી સોબત હશે તો જ સારા બની શકાશે.

તે બન્ને મિત્રો મુનિ મહારાજને વંદન કરવા સારૂ ઉપાશ્રયે આવ્યા, ત્યાં જિનદાસ શ્રાવક વિધિપૂર્વક મુનિ મહારાજને વંદન કરીને યોગ્ય સ્થાને બેઠો. આ જોઈને સુનંદ પણ મુનિ મહારાજને અંજલી જોડી, નમસ્કાર કરી, જિનદાસની પાસે બેઠો.

મુનિ મહારાજે જિનદાસની સાથે આવેલા સુનંદને નહિ ઓળખવાથી જિનદાસને પૂછયું કે—

" હે ભદ્ર ! આ વ્યક્તિ કોણ છે ? "

" મહાત્મન્ ! એ આ નગરમાં સુનંદના નામે કુળ-પુત્રના નામથી ઓળખાય છે. તેની સાથે મ્હારે મૈત્રી છે, હું ઘેરથી આપને વંદન કરવા સારૂ નીકળવાની તૈયારીમાં હતો, તે વખતે તે મારે ત્યાં આવી ચઢયો, ત્યારે તેને મ્હને પૂછયું, હે મિત્ર ! તમે કયાં જાઓ છો ? ત્યારે મેં તેને કહ્યું કે, મ્હારા ગુરૂ મહારાજની પાસે વંદન કરવા જઉં છું. આ સાંભળીને તે ઘણો હર્ષમાં આવી ગયો, ને મને કહ્યું:—હે મિત્ર ! મ્હને તમારી સાથે ગુરૂ મહારાજને વંદન કરવાને લઈ જશો ? ત્યારે મેં તેને હા પાડી, ને મ્હારી સાથે તેને આપ મહાત્માના વંદન કરવાને લાવ્યો છું તેને ધર્મ વિષે કંઈ યોગ્ય લાગે તો ઉપદેશ આપશો." જિનદાસે અંજલી જોડીને કહ્યું.

" હે ભદ્ર ! કંઇ ધર્મ વિષે જાણે છે ? " મુનિ મહારાજે સુનંદને પૂછયું.

" હે મહાત્મન્ ! ધર્મ વિષે આ આપનો સેવક કિંચિત માત્ર પણ જાણતો નથી. "

" કંઇ ધર્મનું રહસ્ય સાંભળવાની ઇચ્છા હૃદયમાં થાયછે ? "

મહાત્મન્ ! આપના વચનામૃતોનું પાન કરવાની કોને ઇચ્છા ના થાય. " સુનંદે હર્ષથી કહ્યું.

" તો હે ભદ્ર ! એક ચિત્તે ધર્મના રહસ્યનું શ્રવણ કર." મુનિ મહારાજે કહ્યું.

હે ભદ્ર ! આ મનુષ્યભવ તે ફરી ફરીને મળવો મુશ્કેલ છે, કેટલાએ સુકૃત્યોના અને પુણ્યના પરિણામ રૂપ આ મનુષ્ય ભવ મળ્યો છે, તો શા માટે એળે જવા દેવો ? મનુષ્ય જીવનની સાર્થકતા માટે ધર્મી બનવું. ધર્મ એજ તારક છે, સાચી મુક્તિના માર્ગે લઇ જઇ, સારૂં ફળ અપાવનાર છે. મનુષ્ય ભવની અંદર જેટલો બની શકે તેટલો સદ્‌ભાવનાથી ધર્મ કરવો. પરોપકાર, પર દયા અને 'અહિંસા પરમો ધર્મ' એ સૂત્રને યથાર્થ સમજી તેનું યોગ્ય પાલન કરવું, '**અહીંસા પરમો ધર્મઃ**' એ જૈનોનો મૂખ્ય સિદ્ધાંત છે, વધ થતો અટકાવવો; પશુ પક્ષીની રક્ષા કરવી, નાના જીવોને પણ બચાવવા એ મૂખ્ય ફરજ છે; પરોપકાર એટલે બીજા ઉપર આશા રાખ્યા શિવાય ઉપકાર કરવો તે. પરદયા એટલે ગમે તે પ્રાણી ઉપર દયા રાખવી તે. આ ધર્મનું સાચું રહસ્ય છે, માટે જો તારે સાચું સુખ, આત્મીય સુખ લેવું હોય તો જરૂર આ પ્રમાણે યથાર્થ પાલન કર.

જે પુરૂષ આ લોક અને પરલોકના સુખના કારણરૂપ જીવદયા પાળે છે તે પાપરહિત થઇને હરિબળ મચ્છીની જેમ સુખ સંપત્તિ પામે છે.

"હે મહાત્મન્ ! તે હરિબળ મચ્છી કોણ ?" સુનંદે અંજલી જોડી કહ્યું:—

મુનિમહારાજ બોલ્યા,—"હે સુનંદ ! સાંભળ—

આ ભરતક્ષેત્રને વિષે કાંચનપુર નામનું નગર હતું, ત્ય
સંતસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને વસંતસેના
ામની રાણી હતી, અને વસંતશ્રી નામની પુત્રી હતી.

તે નગરમાં હરિબળ નામનો મચ્છી રહેતો હતો. તેને
ત્તિ ક્રોધવાળી પ્રચંડા નામની સ્ત્રી હતી. તે સ્ત્રીથી
રિબળ મચ્છીને કાંઈ પણ સુખ હતું નહિ. હરિબળ મચ્છી
મેશાં માછલાં પકડવા માટે નદીએ જતો હતો, અને
ાછલાં પકડી લાવી તેને વેચીને પોતાનું ગુજરાન ચલાવતો હતો.

એક દિવસ એવું બન્યું કે તે હરિબળ મચ્છીને નદી-
ાંથી માછલાં કાઢતા થાક લાગ્યો. તેથી તે નદીના કિનારા
પર બેઠો, એવામાં ત્યાં તેણે એક મુનિ મહારાજને દીઠા.
થી તે હર્ષ પામાતો તે મુનિ મહારાજની પાસે ગયો અને
ણામ કરવા લાગ્યો.

આથી મુનિ મહારાજે કહ્યું—

"હે ભદ્ર! તું કાંઈ પણ ધર્મનું સ્વરૂપ જાણે છે?"

આથી હરિબળે અંજલી જોડીને કહ્યું—"મહારાજ!
ોતાના કુળાચાર વિના બીજો કયો ધર્મ છે?"

આથી મુનિ મહારાજે કહ્યું—"આ વચન મૂર્ખ
કોનું છે. જો કુળાચાર એજ ધર્મ હોય તો પછી ધર્મને
ષે ધર્મનું સ્થાપન થવાથી અધર્મ તદ્દન ઉડી જાય. જો
ારિદ્ર, દુઃખ, હાસ્ય વિગેરે કુળ ક્રમથી ચાલતી આવેલી

સ્થીતિને ત્હારા પુત્રો ન ત્યજી દે તો ત્હારો કુળાચાર પ્રમાણુ થાય, પણ તે થવાનું નથી; કારણ કે ધન પ્રાપ્તિ થતા તે સઘળું ત્યજી દેવાય છે, તે પછી કુળાચાર એ ધર્મ એમ શી રીતે કહેવાય ? માટે હે હરિબળ ! કુળાચાર એ ધર્મ નથી, પરંતુ પ્રાણી ઉપર દયા કરવી એજ ધર્મ છે. માટે તું ત્હારા આત્માનું ભલુ કરવા માગતો હોય, અને સર્વ પ્રકારના સુખની ઈચ્છા કરતો હોય તો તારૂં ચિત્ત જીવદયાને વિષે સ્થાપન કર. ”

મુનિ મહારાજના આવાં વચનો સાંભળી પ્રતિબોધ પામેલા હરિબળ મચ્છીએ કહ્યું–હે મહાત્મન્ ! તમે જે દયા ધર્મ કહ્યો તે સત્ય છે; પણ મ્હારા જેવા મચ્છીમારના કુળમાં જીવદયારૂપ ધર્મ પાળવો અશકય છે. અમે રાત દિવસ જીવવધ કરી અમારૂં ગુજરાન ચલાવીએ છીએ તો પછી અમને જીવદયા કયાંથી હોય ? ”

આથી મુનિ મહારાજે કહ્યું–“ હે હરિબળ ! જો તું પૂર્ણ રીતે જીવદયા પાળવા અશકય હોય તો હું કહું તેમ કર. તારી નાખેલી જાળમાં પ્રથમ જે મચ્છ આવે તેને તારે છોડી મુકવો. ”

મુનિ મહારાજના આવાં વચનથી હરિબળે તે વ્રત સ્વીકાર્યું. પછી તે હર્ષથી મુનિ મહારાજને નમસ્કાર કરી ત્યાંથી ચાલ્યો ગયો, અને પોતે લીધેલા વ્રતને ઉત્તમ પ્રકારથી પાળવા લાગ્યો.

એક દિવસ તે હરિબળ મચ્છી જાળ લઈ નદી ઉપર ગયો ત્યાં તેણે નદીમાં જાળ નાંખી તો તેમાં એક વૃદ્ધ મ્હોટો મચ્છ આવી ગયો. હરિબળે પોતાનું વ્રત સાચવવા માટે તે મચ્છને ચિન્હ કરી પાણીમાં પાછો મુકી દીધો, અને ફરીથી જાળ નાંખી તો તેમાં પાછો તેને તે મચ્છ આવ્યો, તેને પણ પાછો છોડી મૂકયો, આવી રીતે તેને સંધ્યા કાળ સુધી જાળમાં તેનો તેજ મચ્છ પકડાયો અને હરિબળે તેને છોડી મૂકયો, તો પણ તેને તે વિષે જરાપણ ખેદ થયો નહિ. પોતે સંકટમાં આવી પડયા છતાં પણ તેણે લીધેલા વ્રતને ત્યજી દીધું નહિ. સંધ્યા સમયે હરિબળ વિચાર કરવા લાગ્યો કે,—મેં નિયમ અંગિકાર કર્યો અને તે પાળ્યો એ બહુ સારૂ થયું. નહિ તો મને દયા ધર્મ કયાંથી હોય ? આ પ્રમાણે હરિબળ વિચાર કરતો હતો એવામાં તેની આગળ કોઇ એક દેવતા પ્રગટ થઈ તેને કહેવા લાગ્યો; " હે હરિબળ ! તું મને જળનો અધિષ્ટાદાયક દેવતા જાણ, મેં ત્હારા નિયમને અવધિજ્ઞાનની જાણી, તેનો વિશ્વાસ નહીં આવવાને લીધે મેં મચ્છનું રૂપ કરી ત્હારી પરિક્ષા કરી છે. હે હરિબળ ! તને ધન્ય છે, ત્હારૂં જીવતર સફળ થયું, તેં સંકટમાં આવી પડયા છતાં લીધેલા વ્રતનું ખંડન કર્યું નહિ. આ સંસારમાં કેટલાક પુરૂષો તો વ્રતને ગ્રહણ કરતા નથી અને કેટલાક ગ્રહણ કરે છે તે ઉત્તમ રીતે પાળી શકતા નથી; પરંતુ જેઓ વ્રતને અંગીકાર કરી યથાર્થ રીત

પાળે છે તેઓનેજ ત્હારા સરખા સત્પુરૂષ જાણવા.. હે હરિબળ ! તું મ્હારી પાસેથી વરદાન માગ કારણ કે લોકમાં દેવતાનું દર્શન સફળ કહ્યું છે. ”

દેવતાના આવાં વચનો સાંભળી હર્ષ પામેલા હરિબળે કહ્યું !–“ હે સુરેશ્વર ! જો તમે પ્રસન્ન થયા હો તો આપત્તિના વખતે મ્હારૂં રક્ષણ કરનારા થાઓ. ” આથી દેવતા “ તથાસ્તુ ” એમ કહીને ચાલ્યો ગયો. પછી મચ્છ નહીં મળવાને લીધે હરિબળ પોતાની સ્ત્રીના ભયથી રાત્રીએ નગરની બહાર દેવમંદિરમાં જઈને સુઈ ગયો. ત્યાં તે વિચાર કરવા લાગ્યો, કે એક જીવની રક્ષા કરવાથી મને આટલું બધું ફળ મળ્યું તો સર્વ જીવોની રક્ષાથી કેટલું બધું ફળ મળતું હશે ? માટે હવેથી જીવહિંસાને ત્યજી દઉં. આ પ્રમાણે તે હરિબળ મચ્છી વિચાર કરે છે તે વખતે એમ બન્યું કે,–કોઈ એક દિવસ ગોખમાં બેઠેલી તેજ નગરના રાજાની પુત્રી વસંતશ્રીએ હરિબળ નામવાળા અને દેવ જેવા વણિક પુત્રને દીઠો હશે, તેથી તે વસંતશ્રી તેના પર મોહીત થઈ ગઈ. તેથી તેણે પોતાની પાસે તે હરિબળને બોલાવ્યો અને મધુર વચનથી કહ્યું:–“ હે હરિબળ ! મ્હારૂં વચન સાંભળ. હું તને જોઇને તારા પર મોહિત થઇ ગઈ છું. મેં મારો પ્રાણ તને સ્વાધિન કર્યો છે માટે આપણે હાલને હાલ આ નગરનો ત્યાગ કરી પરદેશ ચાલ્યા જઈએ, અને ત્યાં જઈ આપણે વિવાહ કરી ઇચ્છીત ભોગ ભોગવીશું.

હરિબળે પણ રાજકન્યાના રૂપ પર મોહ પામી ભયને નહિ ગણુકારતાં તે તેમાં સંમત થયો. અને રાજકન્યાએ દૈવ-યોગથી તેને દેવમંદિરમાં રાત્રે મળવાને કહ્યું, કે જે દિવસે પોતાની સ્ત્રીના ભયથી બીક પામી હરિબળ મચ્છી રાત્રીએ વિચાર કરતો કરતો સૂતો હતો તેજ રાત્રી હતી.

વણિક પુત્ર હરિબળ તે રાત્રીએ દેવમંદિરમાં જવાને તૈયાર થયો તેટલામાં કર્મના યોગથી તેની બુદ્ધિ ફરી ગઇ તેથી તે વિચાર કરવા લાગ્યો:—હું રાજકન્યા પર મોહિત થયો છું તે સારૂં નથી. કદાચ રાજાના જાણવામાં આ સઘળી બીના આવે તો તે મ્હારા સઘળા કુટુંબનો નાશ કરી નાંખે; માટે મ્હારે એ રાજકન્યાનું કંઇ કામ નથી. એવો કયો નીચ પુરૂષ હોય કે જે હાથે કરીને કૂવામાં પડે ! આ પ્રમાણે તે વિચાર કરીને દેવમંદિરમાં નહિ જતાં પોતાના ઘેર સૂઇ રહ્યો.

અહીં આગળ હવે રાજકન્યા વસંતશ્રી અખુટ દ્રવ્ય લઇ દેવમંદિરમાં જ્યાં આગળ હરિબળ મચ્છી સૂતો હતો ત્યાં અશ્વ ઉપર ચઢી આવી, અને બોલી:—“ શિરોમણિ હરિબળ તું અહિં આવ્યો છું કે ?” દેવમંદિરમાં સૂતેલા હરિબળ ! મચ્છીએ જાગી ઉઠી રાજકન્યાના વચનો સાંભળીને તેને હુંકારો કર્યો. આથી રાજકન્યા વસંતશ્રીએ કહ્યું—“ હે હરિબળ ! ઝટ ઉઠ, અને આગળ ચાલ. દૂર દેશાવરમાં

આપણા મનોરથ સફળ થશે." આ સાંભળીને હરિબળ મચ્છી વિચાર કરવા લાગ્યો કે,–આ રાજકન્યાએ કોઇ હરિબળ નામના પુરૂષ સાથે અહિં આવવાનો સંકેત કર્યો હશે તેથી તે રાજકન્યા પ્રીતિથી બોલાવે છે. મ્હારા પુણ્યના ઉદયે કરીને આ કન્યા અહીં આવી છે માટે લાવને હુંજ તેની સાથે ચાલ્યો જાઉં, પછીથી ભાગ્યમાં હશે તે બનશે. આ પ્રમાણે વિચાર કરી તે હરિબળ મચ્છી તેની પાસે ગયો, અને અશ્વ પર ચડયો. તેની સાથે વસંતશ્રી પણ અશ્વ પર ચડી, અને બન્ને જણાએ ત્યાંથી ચાલવા માંડયું. માર્ગમાં રાજકન્યાએ તેને બોલાવવા માંડયો પણ તે હરિબળ મચ્છી ફક્ત હુંકારા સિવાય કાંઈ બોલતો નહિ. તેથી રાજકન્યાએ વિચાર્યું કે,–કેમ આ કાંઈ બોલતો નથી? એને માતાપિતાના વિયોગની પીડા થતી હશે તેથી તે મને જવાબ આપતો નથી. આ પ્રમાણે વિચાર કરતી રાજકન્યા આગળ ચાલી જાય છે એટલામાં સૂર્યનો ઉદય થયો. અને તેણે પોતાના ઇચ્છિત પુરૂષને બદલે હરિબળ મચ્છીને જોયો તેથી તે તત્કાળ મૂર્છા પામી અને પૃથ્વીપર પડી. થોડા સમય પછી તે સાવધાન થઈ વિલાપ કરતી આ પ્રમાણે કહેવા લાગી:–અહા! હું શું કરૂં? અને કયાં જાઉં. અરે નિર્દય દેવ! ત્હેં આજે આ અબળાની આ દશા કરી? આવી રીતે તે વિલાપ કરતી પાછી વિચાર કરવા લાગી:–અરે! દૈવનો એમાં શો વાંક. આતો પુર્વ ભવમાં કરેલા કર્મોનું ફળ હશે:

જો મ્હારા ભાગ્યે જ આ પુરૂષને અહિં આણ્યો છે તો હવે વૃથા કલેશ કરે શું વળવાનું છે. આ પ્રમાણે વિચાર કરતી તે રાજકન્યા તે પુરૂષના સામુ જુવે છે તેટલામાં આકાશ-વાણી થઇ—

"હે બાળા! જો ત્હારે ઇચ્છીત સુખ ભોગવવું હોય તો આ પુરૂષની સાથે લગ્ન કર." આવી આકાશવાણી સાંભળીને રાજકન્યાએ તેને ઉત્તમ પુરૂષ જાણી સ્નેહવડે કહ્યું:—"હે સત્ય પુરૂષ! તું મ્હારી સાથે લગ્ન કર." રાજકન્યાના મધુર વચનોથી પ્રસન્ન થઇ હરિબળે તેની સાથે ગાંધર્વ વિવાહથી લગ્ન કર્યું:



# પ્રકરણ ૨ જું.

## વિષયાંધ રાજા.




રિબળ તથા વસંતશ્રી તે બન્ને જણાં અનુક્રમે મુસાફરી કરતાં વિલાસપુર નામના નગરમાં આવ્યા. આ મનોહર નગરની રચના તથા સુશોભિત જિનાલયો જોઇને વસંતશ્રીએ કહ્યું–" હે સ્વામિનાથ ! આ મનોહર નગરમાં રહી આપણે સુખે નિવાસ કરીએ તો સારૂં. " પ્રિયાના વચનોથી હરિબળે એક આલીસાન ભવ્ય મકાન ભાડે રાખી તેમાં નિવાસ કર્યો. ત્યાં વસંતશ્રીએ લાવેલા અખુટ દ્રવ્યથી વિવિધ પ્રકારના સુખ ભોગવતો તે હરિબળ મનમાં વિચાર કરવા લાગ્યો કે,–"અહા ! કયાં હું અધમ મચ્છીમાર ! અને ક્યાં આ રાજપુત્રી ! મ્હારા પુણ્યના યોગથી આ સઘળી સામગ્રી મળી છે, તો હું પણ લક્ષ્મીનું ફળ તો લઉં. " આવો વિચાર કરી તે ગરીબોને નિરંતર દાન આપવા લાગ્યો. આમ કરવાથી લોકમાં તેની પ્રસિદ્ધિ થવા લાગી કે,–" અહિં આગળ કોઇ રાજકુંવર આવ્યો છે તે હંમેશાં ગરીબોને દાન આપે છે. " આ વાત તે નગરના રાજાએ સાંભળી. તેથી તેણે હરિબળને પોતાની પાસે બોલાવી

બહુ સત્કાર કર્યો. પછી હરિબળ હંમેશાં રાજાની પાસે જવા લાગ્યો. તેથી તેઓને અતિ ગાઢ પ્રીતિ થઇ.

એક દિવસ મદનવેગ રાજાએ હરિબળને તેની સ્ત્રી સહિત ભોજન કરવાનું આમંત્રણ કર્યું; પછી ભોજન સમયે સ્ત્રી સહિત હરિબળ રાજમંદિરે ગયો, ત્યાં તે ભોજન કરવા બેઠો. રાજા તેને પોતાના હાથથી પીરસવા લાગ્યો. રાજાએ રતિ સમાન રૂપવાળી વસંતશ્રીને જોઇ તેથી તે તેના પર મોહિત થઇ ગયો, અને વિચાર કરવા લાગ્યો કે–" શું આતો સ્વર્ગની દેવી હશે? કે વિદ્યાધરી છે? કે કામ દેવની સ્ત્રી રતી પોતે છે? ખરેખર મેં આવું રૂપ કયાંઇ પણ જોયું નથી. જો આ સ્ત્રી કોઇ પણ ઉપાયથી મળે તો સારૂં નહિ તો મારૂં રાજ તથા જીવતર વૃથા જાણવું. પણ જયાં સુધી હરિબળ જીવતો હોય ત્યાં સુધી તે શી રીતે મળે? માટે કોઇ પણ ઉપાયથી તેને મારી નાખું." ભોજન કરી રહ્યા પછી તે હરિબળ પ્રિયા સહિત પોતાને ઘેર આવ્યો. હરિબળના ગયા પછી રાજાએ તેના દુષ્ટ વિચારો પ્રધાનને કહ્યા. તેથી પ્રધાન પણ તેને દુષ્ટ વિચારોથી નહિ વારતાં ઉલટો તેના વિચારોની પુષ્ટિ કરવા લાગ્યો.

એક દિવસ રાજાએ પ્રધાનના શીખવાડવાથી સભામાં કહ્યું કે–" હે સભાસદો! સાંભળો, મ્હારે મ્હારી પુત્રીનો વિવાહોત્સવ મ્હોટા આડંબરથી કરવો છે, માટે મારી સભામાં

એવો કોઇ વીર પુરૂષ છે કે જે લંકા નગરીમાં જઈ ત્યાંના રાજાને વિવાહ ઉપર આવવાનું આમંત્રણ કરી આવે ? ”

રાજાના આવા વચનોથી સર્વે સભાસદો નીચું નીહાળી રહ્યા. એટલે તેણે હરિબળના મુખ સામું જોયું, તેથી દુષ્ટ પ્રધાને રાજાને કહ્યું—“ હે સ્વામિન ! આપના રાજ્યમાં હરિબળ સિવાય બીજો કોઇ તે કાર્ય કરનાર દેખાતો નથી. માટે હે પ્રજાનાથ ! આ કાર્ય હરિબળને સોંપો.

પ્રધાનના આવાં વચનો સાંભળી દુષ્ટ બુદ્ધિવાળા રાજાએ કહ્યું—“ હે હરિબળ ! ત્હારા વિના બીજો કોઈ આ કાર્ય કરે તેમ નથી માટે તે કાર્ય તું કર. ” આથી હરિબળે રાજાનું વચન અંગિકાર કર્યું. પછી હરિબળે ઘેર આવી સર્વે વાત પોતાની સ્ત્રી વસંતશ્રીને કહી. વસંતશ્રીએ રાજાના દુષ્ટ વિચારોને જાણી લઇ પોતાના પતિને કહ્યું—“ સ્વામિન્ ! રાજ્ય મંદિરમાં ભોજન કરવા આવેલી મને રાજાએ જોઇ હતી તેથી તે મ્હારા ઉપર મોહ પામી મ્હને કબજે કરવા માટે રાજાએ તમને મારી નાંખવા માટે પ્રયત્ન કર્યો છે. આપે વિચાર કર્યા સિવાય રાજાના વચનને, માન્ય કર્યું છે. માટે હે નાથ ! આજે કાંઈ પણ વિચાર કરી બાનું બતાવી તે કાર્યને તમારા માથેથી ઉતારી નાખો તો સારૂં થાય. ”

પોતાની પ્રિયાના આવાં વચનો સાંભળી હરિબળે કહ્યું— “ પ્રિયે ! આ તું શું બોલે છે ? સત્ય પુરૂષો પ્રાણાંતે પણ

આપેલું વચન કદિ મિથ્યા કરતા નથી. માટે મેં આપેલા વચનનું પાલન કરી તે કાર્યને માટે જઉં ને હું સત્વર પાછો આવીશ. મ્હારા તરફની ત્હારે કાંઇ પણ ચિંતા રાખવી નહિ. પ્રિયે ! મનમાં બીજી કાંઇ ચિંતા નથી પણ એક ત્હારી ચિંતા થયા કરે છે તે એજ કે,–રાજા તારા રૂપ પર મોહિત થયેલો છે તેથી ત્હારૂં હરણ કરશે.”

પતિના આવાં વચનો સાંભળી વસંતશ્રીએ કહ્યું–“સ્વામિનાથ ! જો એમ હોય તો આપ સુખેથી જાઓ, અને આપ આપનું કાર્ય સુખેથી કરીને યશ લઈ કુશલતાથી ઝટ પાછા આવો. તમોને જે મ્હારી ચિંતા છે, તે તમારે જરા પણ કરવી નહિ; કારણ કે કુળવધુઓ પોતાનો પ્રાણ જાય તો પણ તે શીલખંડન કરતી નથી. અને હે સ્વામિનાથ ! હું આપને એટલી વિનંતી કરૂં છું કે આપે પોતાના જીવિતનું પ્રયત્નથી રક્ષણ કરવું, પણ સાહસ કરી અવિચારી કાર્ય કરવાને તત્પર થવું નહિ. ”

ત્યારપછી હરિબળે તે કાર્ય કરવાને માટે દક્ષિણ દિશા તરફ પ્રયાણ કર્યું, અને અનુક્રમે તે સમુદ્રને કાંઠે આવી પહોંચ્યો.

પાણીથી ભરપૂર અને ન તરી શકાય એવા સમુદ્રને જોઇ હરિબળ વિચાર કરવા લાગ્યો કે,–“પ્રિયાના ના કહ્યા છતાં પ્રારબ્ધ યોગથી હું અહિં આવ્યો છું; પરંતુ સમુદ્રમાં

રહેલી લંકામાં શી રીતે જઈશ ? કંઇ વાંધો નહિ, જે મારૂં થવાનું હશે તે થશે પણ સમુદ્રને ઓળંગીને લંકામાં તો જવુંજ ખરૂં." એમ વિચાર કરીને સમુદ્રમાં ઝંપલાવવા જાય છે એટલામાં પૂર્વે વરદાન આપનાર દેવે પ્રસન્ન થઈ તેને કહ્યું:

"હે મહા પુણ્યવાન્ ! હું ત્હારૂં પ્રિય શું કરૂં તે કહે."

દેવતાના આવા વચનો સાંભળી હરિબળે દેવતાને કહ્યું: "હે દેવેંદ્ર ! મ્હારે લંકામાં જવું છે માટે પહોંચાડ." દેવતાએ તેનું વચન માન્ય કર્યું અને મ્હોટું મચ્છનું સ્વરૂપ કરી હરિબળને પીઠ ઉપર બેસાડી સમુદ્રને ઓળંગી લંકામાં પહોંચાડયો. પછી દેવતાએ કહ્યું–"હે હરિબળ ! આ લંકાનું આ સર્વ રૂતુના પુષ્પફળથી સુશોભિત એવું ઉદ્યાન છે તેને તું જો."

હરિબળે તે સુશોભિત ઉદ્યાનને જોતાં જોતાં તેની અંદર એક સુવર્ણ મહેલ દીઠો, તેથી તેણે તેમાં પ્રવેશ કર્યો, અને જોવા લાગ્યો. પરંતુ ત્યાં તેણે કોઇ માણસને જોયો નહિ તેથી તે મહેલના મધ્ય ભાગમાં ગયો તો ત્યાં તેણે ઉત્તમ લાવણ્યવતી અને મૃત્યુ પામેલી હોય એવી એક કન્યાને દીઠી, તેથી તે વિચાર કરવા લાગ્યો:–"આ મહેલ શુન્ય કેમ જણાય છે ? અને આ કન્યા મૃત્યુ પામેલાની માફક કેમ પડી રહેલી દેખાય છે ?" આમ વિચાર કરી તે આમતેમ જોવા લાગ્યો તેટલામાં તેની નજર એક અમૃત

રસથી ભરેલા એક તુંબડા પર પડી તેથી તેણે તે તુંબડાને લઇને તેમાંના અમૃતરસ વડે તે કન્યાના સઘળા અંગ ઉપર છાંટયું.

અમૃતરસનું અંગ ઉપર પડવાથી યૌવનના પુર બહારમાં ભરપૂર અને લાવણ્યવતી તે કન્યા ઝટ ઉઠી, અને હર્ષથી હરિબળને પૂછવા લાગી. "હે સત્પુરૂષ! પરોપકાર કરવાથી મેં તમારૂં ઉત્તમપણું જાણ્યું છે, તમે અહિં શા કાર્ય માટે આવ્યા છો? કયાંથી આવો છો? અને તમે કોણ છો? એ સઘળું મ્હને કહો." આથી હરિબળે કહ્યું:-વિલાસ નગરના રાજા મદનવેગની સેવા કરનારો હું હરિબળ નામે પુરૂષ છું. લંકાના રાજાને નિમંત્રણ કરવા માટે દેવના પ્રસાદથી મચ્છ ઉપર બેસી અહિં આવ્યો છું. માટે હે બાળા! હવે તું ત્હારી જે બીના હોય તે મને કહે." આથી તે કન્યા પોતાની બીના કહેવા લાગી—

લંકાના રાજાને પુષ્પ લાવી આપનારો, સ્વભાવે કડવો, અને દૃષ્ટ કર્મ કરનારો પુષ્પ બટુક નામનો માળી મ્હારો પિતા થાય છે, તેની કુસુમશ્રી નામની હું તે માળીની પુત્રી છું. એક દિવસ મારા પિતાએ એક જોશીને પૂછયું કે—"ઉત્તમ લક્ષણવાળી આ કન્યાનો કોણ પતિ થશે?" તેથી તે જોશીએ મ્હારો હાથ જોઇને કહ્યું કે—"હે માળી! આ ત્હારી પુત્રીનો કોઈ રાજા પતિ થશે." જોશીનાં આવાં વચનો સાં-

વળી રાજ્યના લોભથી તે મ્હારો મૂર્ખ પિતા લગ્ન માટે મ્હારી ઇચ્છા કરવા લાગ્યો. મ્હારા પિતાનો આવો આશય જાણી મ્હારી મા વિગેરેએ તેને ઘરમાંથી કાઢી મૂકયો. પછી પાપાત્મા એવો તે મ્હારો પિતા મને પકડી લાવી અહિં આવી નિવાસ સ્થાન કરી રહ્યો છે. તે જ્યારે પોતાનું કામ કરવા જાય છે ત્યારે મને તેની વિદ્યાના બળથી મૃત્યુ પામેલા સરખી બનાવી દે છે, અને જ્યારે તે પાછો આવે છે ત્યારે આ તુંબડીમાં ભરેલા રસથી જીવતી કરે છે. " હે સત્પુરૂષ ! જો તું મ્હારૂં વચન માન્ય કરે તો હું ત્હારી પાસે પ્રાર્થના કરીને કહ્યું છું કે મ્હારી સાથે લગ્ન કર. "

આ સાંભળીને હરિબળ મનમાં વિચાર કરવા લાગ્યો. " અહા ! આ જીવદયાનું ફળ છે કે જે વિદ્યાધરની પુત્રી મને હીનકુળમાં ઉત્પન્ન થયેલાને ઇચ્છે છે. " પછી તે હરિબળે તે કન્યાની સાથે લગ્ન કર્યું. પછી તે વિદ્યાધરીએ હરિબળને કહ્યું— " હે સ્વામિન્ ! પુષ્પ બટુક અહિં આવીને તમારો અનર્થ કરશે. માટે આપણે અહીંથી સત્વર બીજા સ્થાને જતા રહીએ તો સારૂં. રાજાને નિમંત્રણ કરવાથી સર્યું; કારણ કે માણસના કાર્યમાં વિદ્યાધરોની પેઠે તેઓ કયારે પણ જતા નથી. વળી તમારા રાજાને વિશ્વાસ આવે કે એણે લંકામાં જઇને રાજાને આમંત્રણ કર્યું છે, માટે તે વિશ્વાસ લાવવાને કાંઇ નિશાન લાવી આપું. "

એમ કહીને તે વિદ્યાધર પુત્રીએ કોઈ પણ ઉપાયથી રાજાનું ચંદ્રહાસ નામનું ખડ્ગ લાવી આપ્યું. પછી તે હરિબળ સ્ત્રી સહિત કેટલીક વસ્તુઓ તથા અમૃત રસથી ભરેલું તુંબડું લઈ નગરની બહાર આવ્યો. એટલે પૂર્વના દેવતાએ તેને સ્ત્રી સહિત પોતાની પીઠ ઉપર બેસાડી વિલાસ નગરના ઉદ્યાનમાં પહોંચાડયો.

હવે અહિં આગળ કામથી પીડા પામતા મદનવેગ રાજાએ પોતાની દાસીને નવીન નવીન વસ્તુઓ આપી વસંતશ્રી પાસે મોકલી. આથી વસંતશ્રી પણ વિચાર કરીને દાસીને કહેવા લાગી–" રાજા નવીન નવીન વસ્તુઓ મ્હારે ઘરે શા માટે મોકલે છે ? "

આથી દાસીએ કહ્યું–" ત્હારા પતિને રાજાએ તેમના કાર્યને માટે મોકલ્યા છે તે શું તું નથી જાણતી ? માટે રાજા ત્હારા ઘરની ચિંતા કરે છે. "

દાસીનાં આવાં વચન સાંભળી વસંતશ્રીએ વિચાર્યું કે " હા મ્હારા પતિનું ચિંતવન એને ખરેખરૂં છે, આ રાજાની મ્હોટી મહેરબાની છે " એમ વિચારી તેણે દાસીએ લાવેલી સઘળી વસ્તુઓ લઇ લીધી; કારણ કે કામાંધ પુરૂષોને ઠગવા તે યોગ્ય છે.

આ પ્રમાણે રાજાએ સારી સારી વસ્તુઓ મોકલવામાં, અને કુશળતા પૂછવાના ઉપાયોથી કેટલાક દિવસો આશામાં ને આશામાં પસાર કર્યા.

એક દિવસ કામાગ્નિથી તત્પર થયેલો રાજા પોતે એકલો વસંતશ્રીના ઘેર આવ્યો, તે વખતે વસંતશ્રીએ રાજાને જોઇ હૃદયમાં બહુ દ્વેષ છતાં ઉપરથી સ્નેહ દેખાડી આસન આપી બહુ ભક્તિ કરી. તેથી રાજાએ તેના પર પ્રસન્ન થઇને કહ્યું- " મ્હારૂં વચન સાંભળ. તું રૂપમાં રતિ સમાન છે, અને હું કામદેવ સમાન છું, માટે જો આપણા બન્નેનો સંજોગ થાય તો ઘણું સારૂં થાય. "

રાજાના આવાં વચનો સાંભળી મનમાં ખેદ પામતી વસંતશ્રી વિચાર કરવા લાગી. " આ રાજા છે અને હું અત્યારે શરણ વગરની છું તેથી શું કરૂં ? હા ! મ્હારે આ પાપાત્મા રાજાથી ચિંતામણી સમાન શીલનું શી રીતે રક્ષણ કરવું ? હું કોઇ પણ એવો ઉપાય રચું કે જેથી મ્હારૂં શીલ સચવાય અને રાજા પ્રસન્ન થઇ પોતાને ઘેર પાછો ચાલ્યો જાય "

આવી રીતે વિચાર કરી હર્ષથી વસંતશ્રીએ કહ્યું- " અમારા મ્હોટા ભાગ્ય કે આપ મ્હારે ઘેર આવ્યા. "

**રાજા**—" તું મારી સાથે ઇચ્છિત સુખ ભોગવ, જેથી ત્હારા સઘળા મનોરથ સફલ થાય. "

**વસંતશ્રી**—" હે રાજશિરોમણી ! ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી કુલ વધુઓને પોતાનો પતિ જીવતો હોય છતાં એ કૃત્ય કરવું કેમ ઘટે. "

**રાજા**—" ત્હારા પતિને મરણ નિમિત્તે મેં મોકલ્યો

છે, કદાચ જો તે પાછો આવશે તો અવશ્ય હું તેનો નાશ કરીશ. માટે તું એવા વિચારોને ત્યજીને મારી સાથે ભોગ ભોગવ."

રાજાના આવા વચનો સાંભળીને વસંતશ્રી વિચાર કરવા લાગી "વિષયલંપટ પુરૂષોને ધિક્કાર થાઓ ! કે જે નહિ કહેવા યોગ્ય કાર્યને પ્રગટ કરે છે. માટે મ્હારે કોઈ પણ પ્રકારે પ્રપંચ રચી તેને લાલચમાં લપટાવી મારા શીલનું તો રક્ષણ કરવુંજ. આમ વિચારી વસંતશ્રીએ કહ્યું "હે નૃપ ! હાથમાં આવેલા અમૂલ્ય અવસર માટે શા માટે ઉતાવળ કરવી જોઈએ ! જ્યાં સુધીમાં તે મ્હારા પતિની શોધ મળે ત્યાં સુધી ધીરજ રાખો. કારણ કે મારો પતિ મરણ પામશે એટલે મ્હારે તો તમારૂં શરણ છે." આથી રાજાએ વિચાર્યું કે—"જરૂર આ મ્હારે વશ થયેલી દેખાય છે, માટે કપટ વડે તેનો જલદીથી ઉપાય કરૂં." આમ વિચાર કરી રાજા મનમાં આનંદ પામતો પોતાને ઘેર ગયો. રાજાના ગયા પછી વસંતશ્રી વિચાર કરવા લાગી કે—"મ્હારી બુદ્ધિથી શીલનું રક્ષણ તો થયું ખરૂં, પણ હવે પ્રાણનાથ આવી પહોંચે તો બહુ સારૂં થાય. શાથી કે રાજા કામાતુર થયેલો છે તેથી કાંઈ નવાજુની કરી નાંખશે."

ઉદ્યાનમાં આવેલો હરિબળ, કુસુમશ્રીને ઉદ્યાનમાં મૂકી પોતે એકલો પોતાને ઘેર આવ્યો, અને ઘરના બારણા

આગળ ગુપ્ત રીતે આવી સાંભળવા લાગ્યો. આ વખતે વસંતશ્રી તેની સખીને કહેતી હતી કે "હે સખી! મ્હારા પ્રાણનાથ હજુ સુધી પાછા આવ્યા નહિ, તેથી હવે હું મ્હારા શીલનું રક્ષણ શી રીતે કરીશ? જો કદાપી તે પાછા આવી પહોંચશે તો આ વિષયાંધ રાજા તેમને મારી નાંખશે. સખી! હવે મ્હારાથી ધીરજ રખાતી નથી. હું બન્ને બાજુએથી સપડાઇ ગઈ છું, હવે નક્કી મ્હારૂં મરણ નજીક જણાય છે."

ઘરના બારણા આગળ ગુપ્ત રીતે સાંભળતો હરિબળ પોતાની પ્રિયાનાં આવાં ઉત્તમ વચન સાંભળી આનંદથી તે એકદમ ઘરમાં ગયો. પોતાના પતિને પોતાની આગળ એકદમ આવેલો જોઈ વસંતશ્રી હર્ષમાં આવી ગઇ, અને તેના કુશળ સમાચાર પૂછવા લાગી. આથી હરિબળે પોતાનો સઘળો વૃત્તાંત અથથી તે ઇતિ સુધી વસંતશ્રીને કહ્યો.

વસંતશ્રીએ પોતાના પતિનું લગ્ન કુસુમશ્રીની સાથે થયેલું સાંભળી હરીબળને કહ્યું.

" સ્વામિનાથ! મ્હારી બ્હેનને તમે તમારી સાથે કેમ અહિ આગળ લાવ્યા નહિ? તમે એમ ના ધારશો કે એ શોકયના દુઃખથી મનમાં ખેદ પામશે. એ તો મૂર્ખ સ્ત્રી હોય તેજ શોકય ઉપર ક્રોધ કરે, માટે ઉદ્યાનમાં ચાલો. હું તે મ્હારી બ્હેનને જલદીથી મળવા ઇચ્છુ છું." આ સાંભળીને હરિબળે કહ્યું "પ્રિયા મ્હારા ગયા પછી ત્હારી શી બીના બની તે સર્વ વૃત્તાંત તો કહે."

આ સાંભળીને વસંતશ્રીએ રાજાનું સર્વ ચરિત્ર કહ્યું. ત્યાર પછી તે બન્ને જણા ઉદ્યાન તરફ ચાલ્યા. ઉદ્યાનમાં રહેલી કુસુમશ્રીએ પોતાના પતિની સાથે વસંતશ્રીને આવતી જોઇ મનમાં અતિ હર્ષ પામી. જ્યારે વસંતશ્રી તેની છેક પાસે આવી એટલે કુસુમશ્રી તરત વસંતશ્રીના પગમાં પડી આથી વસંતશ્રી અને કુસુમશ્રીનો પરસ્પર એવો પ્રેમ ઉત્પન્ન થયો કે તેઓ બન્ને સગી બ્હેનોજ હોય.

હરિબળે એક પુરૂષને રાજાની પાસે પોતાના આગ્મન-ના સમાચાર આપવા મોકલ્યો, તેથી તે પુરૂષે રાજા પાસે જઈ કહ્યું કે–" હે રાજન્ ! આપે હરિબળને લંકામાં ત્યાંના રાજાને આમંત્રણ કરવા મોકલ્યો હતો, તે હરિબળ ત્યાંના રાજાની પુત્રી સાથે લગ્ન કરી આજે પાછો ઉદ્યાનમાં આવ્યો છે. " આ સમાચાર સાંભળીને રાજા મનમાં ખેદ પામ્યો અને વિચાર કરવા લાગ્યો કે–અહા ! મેં ધાર્યું હતું શું અને થયું કાંઇ ? અને લંકાના રાજાની પુત્રીની સાથે લગ્ન કરી તે પાછો આવ્યો. શું એ બીના સત્ય હશે ? આ પ્રમાણે વિચાર કર્યા પછી રાજાએ મહોત્સવપૂર્વક હરિબ-ળને નગરમાં પ્રવેશ કરાવ્યો. પછી રાજાએ બહુ માન આપી હરિબળને પૂછ્યું. " તમે લંકામાં સમુદ્ર ઓળંગી શી રીતે ગયા, અને શી રીતે પાછા આવ્યા તે મને જણાવો. "

આ સાંભળીને હરિબળે કહ્યું: " રાજન્ ! આપની

આજ્ઞા લઇ હું અહીંથી ચાલ્યો. અને વિકટ રસ્તાઓ પસાર કરતો કેટલેક દિવસે સમુદ્રને કાંઠે પહોંચ્યો; અને સમુદ્રને તરીને લંકામાં શી રીતે જવું તેનો વિચાર કરવા હું સમુદ્રને કાંઠે બેઠો. એવામાં મેં એક રાક્ષસને મ્હારી તરફ આવતો જોયો, તેથી મેં તેને નમસ્કાર કરી લંકામાં જવાનો ઉપાય પૂછયો. એટલે તેણે મને કહ્યું: "હે સત્પુરૂષ! સાંભળ, જે પુરૂષ લાકડાં એકઠાં કરી તેમાં બળી મરે છે તે લંકામાં પહોંચે છે." આ સાંભળીને પછી હું લાકડાં એકઠાં કરી તેમાં બળી ગયો. એટલે તે રાક્ષસે મ્હારૂં શબ લઇ લંકાના રાજાની પાસે મૂકયું. મ્હારૂં આવું સાહસ જોઇ તે રાજા મ્હારા પર પ્રસન્ન થયો, અને મને પોતાની શક્તિથી જીવતો કરી મ્હોટા ઓચ્છવથી તેની કુસુમશ્રી નામની પુત્રી પરણાવી. પછી તે રાજાને મેં કહ્યું: "રાજન્! વિલાસપુરના રાજાએ પોતાની પુત્રીના વિવાહ અર્થે નિમંત્રણ કરવા માટે મને આપની પાસે મોકલ્યો છે, માટે આપે જરૂર સત્વર ત્યાં આવવું તેથી રાજાની ઘણી શોભા થશે."

આથી તે રાજાએ મ્હને કહ્યું: "તમે આગળ જાવ અને હું તે રાજાને ત્યાં વિવાહ ઉપર જરૂર આવીશ."

આ સાંભળીને મેં કહ્યું. "રાજન! મ્હારા રાજાને વિશ્વાસ આવે કે તે લંકામાં જઈને ત્યાંના રાજાને નિમંત્રણ કરી આવ્યો છે, તે માટે મને તમારા તરફથી કંઇ પણ

નીશાની આપો." તેથી તે રાજાએ મને તેમનું ચંદ્રહાસ નામનું ખડગ આપ્યું. પછી તેમણે વિદ્યાના બળથી મને મ્હારી સ્ત્રી સહિત અહિં પહોંચતો કર્યો. હરિબળે આ પ્રમાણે કહી રાજાના હાથમાં ચંદ્રહાસ ખડગ આપ્યું; તેથી રાજાએ ખડગ અને કન્યા જોઇ હરિબળનું કહેલું સત્ય માન્યું. રાજા મનમાં વિચાર કરવા લાગ્યો કે-" અહા ! મેં તેને વિકટ સંકટમાં નાંખ્યો છતાં તેને મ્હારા વચનથી લંકામાં જવા માટે અગ્નિમાં પ્રવેશ કર્યો, માટે ખરેખર તે બીના સત્ય હશે તે મ્હારે માનવાયોગ્ય છે." આ પ્રમાણે રાજાએ વિચાર કરી સભામાં કહ્યું.-" અરે ! સભાજનો મ્હારી આજ્ઞાને માન આપી તેને સંપૂર્ણ રીતે ફરજ બજાવી છે, માટે એ મ્હારો મિત્ર છે" પછી રાજાએ બહુ માનપૂર્વક સત્કાર કરી હરિબળને તેને ઘેર મોકલ્યો. હરિબળના આવાં ચરિત્રને સાંભળીને ગામે ગામના લોકો તેના યશોગાન ગાવા લાગ્યા.

એક દિવસ હરિબળે રાજા પર પ્રસન્ન થઈ પોતાની બન્ને સ્ત્રીઓએ ના કહ્યા છતાં, ભવિષ્યનો વિચાર કર્યા સિવાય રાજાને પ્રધાન સહિત ભોજન કરવા માટે આમંત્રણ કર્યું. આથી બન્ને સ્ત્રીઓએ ભોજન સમયે નવનવા વેશને ધારણ કરી પીરસવાનું કાર્ય કર્યું. બન્ને સ્ત્રીઓને જોતાંજ રાજાને કામદેવ ઉત્પન્ન થયો. તેથી રાજા વિચાર કરવા લાગ્યો કે હું રાજા છતાં આવી સૌંદર્યવાન સ્ત્રીઓ મ્હને પ્રાપ્ત થઇ

નહિ, ને આ હરિબળને ક્યાંથી પ્રાપ્ત થઈ. એમ વિચાર કરતો રાજા ભોજન કરી પોતાને ઘેર ગયો. અને પ્રધાનને બોલાવી તે વિષે સઘળી હકીકત કહી. આથી દુષ્ટ મનવાળો પ્રધાન બોલ્યો—“ મહારાજ ! મ્હને તો સ્પષ્ટ માલમ પડે છે કે, હરિબળની તે બન્ને સ્ત્રીઓનો તમારા પર સ્નેહ છે, શાથી કે તે બન્ને સ્ત્રીઓ તમારા સ્નેહને લીધે નવાનવા વેશને ધારણ કરી ભોજન સમયે આપણી સંપૂર્ણ રીતે સેવા કરી છે.” પ્રધાનના આવાં દુષ્ટ વચનો સાંભળીને રાજાએ કહ્યું. “ પ્રધાન! કોઇપણ પ્રકારે હરિબળને મારી નાંખવાનો ઉપાય શોધી કહાડો.” આથી તે દુષ્ટ પ્રધાને કહ્યું–

“ મહારાજ ! હરિબળે કહ્યું હતું કે અગ્નિમાં પ્રવેશ કરી લંકામાં ગયો હતો તે મને તો અસત્ય જણાય છે. શાથી કે હું અગ્નિમાં પ્રવેશ કરવાથી જીવતો રહે એ સત્ય કેમ મનાય ? માટેજ આપણે યમરાજને બોલાવવાના બાનાથી તે હરિબળને અગ્નિમાં નાંખીએ.”

આથી રાજા બોલ્યો–“ હા ! તમારી યુક્તિ ઘણીજ સરસ છે. ”

એક દિવસ રાજાએ હરિબળને બોલાવીને કહ્યું. “ હે સત્પુરૂષ ! તું અગ્નિમાં પ્રવેશ કરી યમલોકમાં જઈ દેવતાઓ સહિત યમરાજને આમંત્રણ કરી આવ. કારણ કે અગ્નિમાં પ્રવેશ કરી તે કાર્ય સંપૂર્ણ રીતે ત્હારાથી બજાવી શકાય તેમ છે. માટે મ્હારી આજ્ઞા માનીને આ કાર્ય તું કર. ”

રાજાની આવી આજ્ઞા સાંભળી હરિબળે વિચાર કર્યો કે—નક્કી આ કાર્ય દુષ્ટ પ્રધાનનું છે, પહેલાં પણ તે દુષ્ટ પ્રધાનની સલાહથી રાજાએ મને કાર્ય બતાવ્યું હતું. કાંઇ ચિંતા નહિ, પહેલાં મેં જેમ અગ્નિમાં પ્રવેશ કરી લંકામં જવાનું ખોટું કહ્યું હતું. તેવીજ રીતે આ પણ ખોટુ કહીશ." એમ વિચારી હરિબળે રાજાનું કહેલું વચન માન્ય કર્યું. પછી તે ઘેર જઇ તે સઘળી હકીકત પોતાની બન્ને સ્ત્રીઓને કહી. આથી તે બંન્ને સ્ત્રીઓએ કહ્યું-" હે સ્વામિ-નાથ ! અમોએ તમોને ના કહ્યા છતાં શા માટે રાજાનું વચન ફરીથી માન્ય કર્યું ? "

આથી હરિબળે કહ્યું-"તમે મ્હારા તરફની કિંચિત માત્ર પર ચિંતા રાખશો નહિ, સૌ સારાવાનાં થશે."

આથી બન્ને સ્ત્રીઓ બોલી-"સ્વામિનાથ ! અમે પણ અમારી બુદ્ધિથી તમારૂં કાંઇપણ સારૂં કરીશું."

નગરની બહાર રાજાએ લાકડાંની મ્હોટી ચિતા તૈયાર કરાવી, અને ખાતરી કરવા માટે રાજા મદનવેગ અને પ્રધાન તે ચિતા પાસે આવ્યા. ત્યાં હરિબળે હિંમતથી ચિતામાં રાજા અને પ્રધાનના દેખતાં પ્રવેશ કર્યો, અને જોતજોતામાં તે ભસ્મીભૂત થઈ ગયો. તેથી ગામના લોકો મનમાં ખેદ પામવા લાગ્યા પણ રાજા તથા પ્રધાન તો બહુ હર્ષ પામ્યા.

હરિબળે ચિતામાં પ્રવેશ કરતી વખતે જળના અધિ-

ષ્ટાયક દેવતાનું સ્મરણુ કર્યું. તેથી તે દેવતાના પ્રભાવથી બળ્યો નહિ અને કાંતિવાન થઇ છાનોમાનો એક જગ્યાએ સંતાઈ સંધ્યાકાળે પોતાને ઘેર ગયો. ત્યાં તેને તેની સ્ત્રીઓ જોઈ વિસ્મય પામી અને કહેવા લાગી કે–"સ્વામીનાથ! અમારૂં પુણ્ય ચડતું છે કે જેથી તમો કુશળતાથી પાછા ઘેર આવ્યા."

આ વખતે રાજા મદનવેગ હરિબળને ઘેર આવવાને માટે પોતાના ઘેરથી નીકળ્યો અને તેને દૂરથી રસ્તામાં આવતો જોઈ બન્ને સ્ત્રીઓએ હરિબળને કહ્યું–"સ્વામિન્! જુઓ સામેથી રાજા મદનવેગ અહિં આગળ આવતો જણાય છે, માટે આપ ગુપ્ત રીતે સંતાઈ જુવો કે અમે તે વિષયાંધ રાજાને કેવી રીતે બનાવીએ છીએ.

સ્ત્રીઓના વચનથી હરિબળ સંતાઇ ગયો, અને ગુપ્ત રીતે જોવા લાગ્યો.

રાજા મદનવેગ હરિબળના ઘેર આવ્યો એટલે હરિબળની બન્ને સ્ત્રીઓએ રાજાનો આદર પૂર્વક સત્કાર કરી પૂછ્યું–"હે રાજન્! આપનું અહીં આગળ આવવું કેમ થયું છે?"

**રાજા**—"હે સુંદરીઓ! હું તમારા પર મોહિત થયો છું, તેથી હું મારે ઘેર લઇ જવા માટે તમો બન્નેને તેડવા આવ્યો છું."

**સ્ત્રીઓ**—"હે રાજન! આપે જે વચન કહ્યા તે યોગ્ય

નથી; કારણ કે રાજા એ સેવક લોકોને પિતા સમાન છે, જો કે મનુષ્યોને દેવાંગના સમાન પરસ્ત્રી ત્યજવા યોગ્ય છે, તો તમારે પુત્રી સમાન એવી સેવક સ્ત્રીને ત્યજવી જોઇએ. માટે હે રાજન્ ! તમો આ ખોટા વિચારોને તમારા હૃદયમાંથી તીલાંજલી આપો. અમે પ્રાણાંતે પણ શીલનું ખંડન કરીશું નહિ.

રાજા—" હે સુંદરીઓ ! તમારા એવા ટાયલાઓ જવા દો ! હું તમારામાં અલૌકિક સૌન્દર્ય જોઇ તમને ચાહું છું, અને તમારા રાતદિવસ જાપ જપું છું. તમારા વિના મારો સંસાર વૃથા છે. માટે હે સુંદરીઓ ! હે વન-દેવીઓ ! સમજીને મ્હારી આજ્ઞાને તાબે થઈ મારા અંત-પુરમાં ચાલો, અને ઈચ્છીત ભોગ ભોગવો. "

સ્ત્રીઓ—" હે રાજન ! તે અમારાથી કોટિ ઉપાયે પણ બનશે નહિ. તમારા જેવા રાજવીને દુષ્ટાચારના રસ્તે જવું એ ઠીક નથી. "

રાજા—" હે સુંદરીઓ ! માની જાઓ, હઠ કરશો તો દુઃખી થશો તેનો તમોએ વિચાર કર્યો છે ? "

સ્ત્રીઓ—" રાજન્ ! કયારનોએ વિચાર કર્યો છે..... "

રાજા—" હે સુંદરીઓ ! જરા પણ વિલંબ કર્યા સિવાય સત્વર કહો ! કયારનુંયે મારૂં મન તમારા વિચારો જાણવાને માટે તલપાપડ થયું છે. કહો સુંદરીઓ ! સત્વર કહો !

સ્ત્રીઓ—" હે રાજન્ ! તમો અમારા આ દેહના રાઈ જેવડા કટકા કરશો તો પણ અમે તમારી ઇચ્છાને આધીન થઇશું નહિ, અને શીયલ રક્ષણ કરીશું."

રાજા—"હે સુંદરીઓ! તો શું મ્હારી આજ્ઞાનો તીરસ્કાર!"

સ્ત્રીઓ—"હે રાજન ! તેમ કર્યા શિવાય છુટકોજ નથી."

રાજા—" હે સુંદરીઓ! જેમ જેમ હું તમારા પર નમ્ર થાઉં છું, તેમ તેમ તમો મારા પ્રત્યે જેમ ફાવે તેમ બોલો છો કેમ? જો તમે સીધી રીતે તાબે નહિ થાવ તો મારે તમારા ઉપર બળાત્કાર કરવો પડશે."

સ્ત્રીઓ—હે રાજન્ ! દુરાચાર અને વ્યભિચારનું કેવું ભયંકર પરિણામ આવે છે, તેનો હૃદયમાં કિંચિંત્ માત્ર પણ વિચાર કર્યો છે? આ ધન, યૌવન વિગેરે નશ્વર છે. માત્ર ક્ષણિક સુખની ખાતર તમો આ ચિંતામણી જેવા માનવ જન્મને મેળવી તમારી જીંદગીને શા માટે મલિન અને કલંકિત કરો છો? તેમ છતાં તમો અમારા પર જુલમ ગુજારશો તો પણ જ્યાંસુધી અમારામાં પ્રાણ હશે ત્યાંસુધી અમો અમારા ચિંતામણી શીલનું રક્ષણ કરીશું. માટે હજી પણ અમો તમોને આજીજી કરીને કહીએ છીએ કે, તમારા આ દુષ્ટ વિચારોને ત્યજી દો. નહિ તો તેનું ફળ કાંઇ સારૂં નહિ આવે તે નક્કી માનજો."

રાજાએ સ્ત્રીઓની પાસે ઘણાએ કાલાવાલા કર્યા પણ તે

સ્ત્રીઓ જરા પણ ચલાયમાન થઇ નહિ એટલે રાજાએ તે સ્ત્રીઓ પર બળાત્કાર કરવા માંડયો, ત્યારે કુસુમશ્રીએ પોતાની વિદ્યાના બળે કરીને બંધનથી રાજાને એવો બાંધી દીધો કે તેનાથી જરા પણ હલાય કે ચલાય નહિ, અને લાકડીવતી એવો માર માર્યો કે તેના દાંત પડી ગયા. અતિ બંધન તથા દાંત પડી ગયા તેની પીડાથી દુ:ખી થયેલો રાજા મનમાં ખેદ પામ્યો અને રોવા લાગ્યો. આથી કુસુમશ્રીને તેના પર દયા આવી તેથી કહ્યું–"હે રાજન્! તેં પાપનું ફળ જોયું? અમોને સતાવ્યાથી તેં શો સાર કહાડયો. હવે આવું કરીશ નહિ." એમ કહી રાજાને છોડી મૂકયો: એટલે ખેદ પામતો, લજ્જાથી નીચું જોતો, મનમાં પસ્તાવો કરતો તે રાજા પોતાને ઘેર ગયો. રાજાના ગયા પછી હરિબળ સંતાઇ ગયો હતો તે બહાર નીકળ્યો અને પોતાની સ્ત્રીઓનું ઉત્તમ ચારિત્ર જોઇને કહેવા લાગ્યો—

"તમે જે શિક્ષા રાજાને કરી છે તે ઠીક કરી છે, રાજા આવા કુમાર્ગે ચાલે છે તેનું કારણ તેનો દુષ્ટ પ્રધાન છે. જો તે દુષ્ટ પ્રધાન જીવતો રહે તો તે રાજાની આગળ હજી પણ પોતાના દુષ્ટ વિચારો નિવેદન કરશે, માટે દુષ્ટ પ્રધાનને મુળમાંથી ઉખેડી નાંખવો જોઇએ."

પછી હરિબળે દેવતાનું સ્મરણ કરવાથી તરતજ દેવતા ત્યાં આગળ આવી પહોંચ્યો, પછી દેવતાએ હરિબળનું દિવ્ય

સ્વરૂપ બનાવી દીધું અને પોતે ભયંકર આકૃતિવાળું છડીદારનું રૂપ ધારણ કર્યું. તેથી હરિબળ તે છડીદાર દેવતા સહિત પ્રભાતે રાજસભામાં ગયો, અને ત્યાં તેણે રાજાને નમસ્કાર કર્યો. તે દિવ્ય સ્વરૂપવાળા હરિબળને જોઇ રાજા તથા સભાસદો વિસ્મય પામ્યા. અને રાજા વિચાર કરવા લાગ્યો:–' અરે ! મેં તેને અગ્નિમાં પ્રવેશ કરી ભસ્મીભૂત થતાં નજરે જોયો હતો; છતાં તે પાછો જીવતો આવ્યો. " આ પ્રમાણે વિચાર કરી રાજાએ હરિબળને પૂછયું:–" હે હરિબળ ! તું અહિં આગળ પાછો શી રીતે આવ્યો ? અને ત્હારૂં આવું દિવ્ય સ્વરૂપ શી રીતે થયું, તે મ્હને જણાવ."

રાજાના આવાં વચનો સાંભળીને હરિબળે કહ્યું.

" હે રાજન્ ! અગ્નિમાં પડી હું બળી ગયો એટલે યમરાજના સેવકોએ મને લઇ જઇને યમરાજની પાસે મૂકયો. એટલે યમરાજે મને પૂછયું:–"ત્હારૂં અહીં આગળ કેમ આવવું થયું છે ? " એટલે મેં આપની આજ્ઞાથી યમરાજને અહીં આગળ આવવાનું આમંત્રણ કર્યું, તેથી તે મ્હારા પર પ્રસન્ન થયો અને કહ્યું:–" તમે જાવ, અને તમારા રાજાને કહેજો કે પ્રથમ તમે પ્રધાન વિગેરે માણસો સહિત અહીં આવી જજો એટલે હું તમારી ભક્તિથી સેવા કરીને પછી તમારા નગરને વિષે આવીશ " એમ કહીને તેણે મ્હારૂં દિવ્ય સ્વરૂપ બનાવી દીધું. રાજન્ ! મેં ત્યાં આગળ

તે યમરાજની એવી મહા રિદ્ધિસિદ્ધિ જોઇ કે તેનું વર્ણન મ્હારાથી નહિ વર્ણવી શકાય. તે યમરાજને સંયમિની નામની નગરી છે, ત્યાં તે રાજ્ય કરે છે. ઇંદ્રાદિ સર્વ દેવતાઓ તેની નિરંતર સેવા કરવા તત્પર રહે છે અને ત્રણલોક પણ તેને સ્વાધિન છે. મેં તે યમરાજની આવી સહાયબી જોઇ તેથી હું મ્હારૂં જીવતર સફળ થયું માનું છું. અત્યારે આજે મ્હારી પાસે ઉભો છે તે યમરાજનો ચંડ નામનો પ્રતિહારી છે. તેને યમરાજે આપણને બહુ માનથી બોલાવી લાવવા માટે, અને મને માર્ગ દેખાડવા માટે મ્હારી સાથે મોકલ્યો છે, તેથી તેનીજ સાથે આપ યમરાજના નગર પ્રત્યે જાઓ.

પ્રતિહારી ( દેવતા ) એ પણ હરિબળના કહેવા પ્રમાણે રાજાને સર્વ સમાચાર કહ્યા. પ્રતિહારીએ કહેલા વચનો રાજા તથા પ્રધાને સત્ય માન્યા. તેથી રાજાએ કહ્યું કેઃ—" હે હરિબળ ! મ્હારો વિચાર અત્યારે આ પ્રતિહારીની સાથે સભાસદો સહિત યમરાજની નગરીને વિષે જવાનો છે, માટે હાલને હાલ નગરીની બહાર એક મ્હોટી ચિતા તૈયાર કરાવ." રાજાનાં આવાં વચનો સાંભળીને હરિબળે નગરની બહાર એક મ્હોટી ચિતા તૈયાર કરાવી, તેમાં સભાજનો સહિત રાજા પ્રવેશ કરવાને માટે તે ચિતા પાસે આવ્યો. એટલે હરિબળે વિચાર્યું કે-"મેં આ શો વૃથા અનર્થ આરંભ્યો ? રાજાની સાથે સભાસદો પણ યમરાજની નગરીને વિષે જવાને

માટે તૈયાર થયા છે, પણ તે બિચારા નિરપરાધી સભાસદોને ક્યાં ખબર છે કે આ બધી માયાવી રચનાઓ છે. માટે તે નિરપરાધી સભાસદોને કોઇ પણ ઉપાયથી બચાવી લેવા જોઇએ નહિ તો તે માર્યા જશે."

આ પ્રમાણે હરિબળ વિચાર કરતો હતો એવામાં પ્રતિહારી દેવતાએ રાજાને કહ્યું–" હે રાજન્! તમે બધા ઉતાવળ કરી સાથે ચિતામાં પ્રવેશ કરશો નહિ. શાથી કે અમારો મહારાજા અતિ વિષમ છે, માટે ત્યાં યોગ્ય રીતે જવું જોઇએ, તેથી મ્હારા કહેવા પ્રમાણે કરો. આપને જે પુરૂષ માન્ય હોય તેને પ્રથમ મોકલો અને ત્યાર પછી આપ જાઓ."

પ્રતિહારી દેવતાના આ પ્રમાણે વચનો સાંભળીને દુષ્ટ પ્રધાન વિચારવા લાગ્યો કે–" પ્રથમ હુંજ જવું શાથી કે મ્હારા પ્રથમ જવાથી યમરાજ મ્હારા પર પ્રસન્ન થઇ મને મહાન્ સંપત્તિ આપશે." આ પ્રમાણે વિચાર કરી દુષ્ટ પ્રધાને કહ્યું–" રાજન્! હું આ પ્રતિહારીની સાથે આગળ જાઉં છું?" આ સાંભળીને રાજાએ તે દુષ્ટ પ્રધાનને આગળ જવાની આજ્ઞા આપી, એટલે તે ઘણો હર્ષ પામ્યો.

પ્રતિહારી દેવતાએ ચિતામાં પ્રવેશ કર્યો એટલે તેની પાછળ દુષ્ટ પ્રધાને પણ હર્ષથી પ્રવેશ કર્યો. થોડા સમય પછી રાજા પણ ચિતામાં પ્રવેશ કરવા તૈયાર થયો એટલે હરિબળે ઝટ હાથ વડે રાજાને પકડી લીધો. એટલે રાજાએ કહ્યું–"હે

હરિબળ! તું મને શા માટે રોકે છે?" આ સાંભળી હરિબળે કહ્યું–"હે રાજન! કોઈ પણ પુરૂષ અગ્નિમાં પડયા પછી જીવતો પાછો આવતો હશે એ તમારે સત્ય માનવું નહિ. આ બધું માયાવી નાટક મેં રચ્યું છે. આ દુષ્ટ પ્રધાને તમોને ભમાવી, પ્રપંચથી મને ઘણીવાર સંકટમાં નાંખ્યો છે, અને એ દુષ્ટ પ્રધાનની દુષ્ટ સલાહથી તમે પણ દાંત પડાવી બહુ દુઃખો સહન કર્યાં છે. તેથી મેં તે દુષ્ટ પ્રધાનને કપટ વડે ઉપાય રચી અગ્નિમાં ફેંકી દીધો. કારણ કે–વ્યાધિ, વિષ વૃક્ષ અને દુર્જન એ ત્રણને કોઈ ઉપાયથી તત્કાળ નાબુદ કરવા જોઇએ. તમે અગ્નિમાં પ્રવેશ કરો એ મારાથી કેમ જોવાય. કારણ કે સ્વામિનો દ્રોહ કરવો એ મહા પાપ છે."

આ પ્રમાણે સાંભળીને રાજા વિચાર કરવા લાગ્યો કે "અહા! મ્હારૂં સર્વ દુરાચરણ એના જાણવામાં આવ્યું. મ્હેં તેનો આટલો બધો અપરાધ કર્યો છતાં તેને મને અગ્નિમાં પડતા બચાવ્યો. ખરેખર તે મ્હારો ઉપકારી છે."

આ પ્રમાણે વિચાર કરીને રાજાએ પૂછયું–"હે હરિબળ! ત્હારી આવી મહાશક્તિ શાથી થઇ"?

આ સાંભળીને હરિબળે કહ્યુ–"હે રાજન! તે સર્વે મ્હારા ઉપર પ્રસન્ન થયેલા દેવતાનું મહાત્મય છે."

હરિબળના આવાં વચન સાંભળી હરિબળની પ્રશંસા કરતો અને પોતાના આત્માને ધિક્કારતો રાજા પોતાને ઘેર

ગયો. સર્વ સભાજનો પણ પોતાની યમરાજની નગરી જોવાની ઇચ્છા પુરી નહિ થવાથી, અને હરિબળનું આશ્ચર્યકારી ચરિત્ર સાંભળીને તેની પ્રશંસા કરતા પોતપોતાના ઘેર ગયા. તે દિવસથી રાજા મદનવેગની બુદ્ધિ પણ પાછી ઠેકાણે આવી અને તે વિચાર કરવા લાગ્યો કે–"અહા ! મેં શું દુષ્ટ વિચાર કર્યો કે મેં પરસ્ત્રીગમનનું પાપ પણ ન ગણ્યું, અને મ્હારી પુત્રી સમાન હરિબળની તે બન્ને સ્ત્રીઓએ મને મ્હારા દુષ્ટ વિચારો ત્યજવાને માટે ઘણુંએ સમજાવ્યા છતાં, મ્હારી કીર્ત્તિને ખાંપણ લાગશે તેનો વિચાર કર્યા સિવાય મ્હારા દુષ્ટ વિચારોને નહિ ત્યજતા મેં તેઓને ઘણુંએ દુઃખ દીધું. ધિક્કાર છે મારા આત્માને ? "

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં મદનવેગ રાજાને વૈ-રાગ્ય ઉત્પન્ન થયો. તેથી તેને હિરબળને બોલાવી તેની પુત્રીનો મ્હોટા ઉત્સવથી વિવાહ કર્યો. અને હસ્ત મેળાપ વખતે કન્યા દાનમાં રાજાએ સર્વ રાજ્ય સંપત્તિ હરિબળને આપી, ગુરૂ પાસે ઉત્તમ ચારિત્ર ગ્રહણ કર્યું. અને ઉત્તમ પ્રકારે ચારિત્રને પાળી સર્વ કર્મનો ક્ષય કરી તે મદનવેગ રાજા મોક્ષે ગયો.



# પ્રકરણ ૩ જું.



## પ્રતિજ્ઞા.




ચનપુરનો રાજા વસંતસેન પોતાની પુત્રી વસંતશ્રી એકાએક ગુમ થઇ જવાથી તેની શોધમાં પોતાના સેવકોને મોકલ્યા પણ તેનો ક્યાંઇ પત્તો નહિ લાગવાથી સેવકો પાછા આવ્યા. તેથી તે નિરાશ થઇ વિચાર કરવા લાગ્યો કે—" અહા ! હું આવો સમર્થ, મહાન વૈભવશાળી, રાજા છતાં તેનો કાંઇ પણ પત્તો મેળવી શક્યો નહિ. શું તેનું મ્હારા શત્રુએ હરણ કર્યું હશે કે કોઇ વિદ્યાધરે હરણ કર્યું હશે?" આ પ્રમાણે વિચાર કરે છે એવામાં પ્રધાને નગરના લોકોના મૂખથી હરિબળનું આશ્ચર્યકારી ચરિત્ર સાંભળી તે રાજા પાસે આવ્યો અને કહ્યું—"હે રાજન્ ! રાજકુંવરીનો પત્તો લાગ્યો છે. એમ કહીને તેણે રાજાને હરિબળનું આશ્ચર્યકારી ચરિત્ર કીધું, તેથી વસંતસેન રાજાએ થોડા સમય વિચાર કરી પ્રધાન તથા સેવકોને પોતાની પુત્રી અને જમાઇ હરિબળને તેડવા માટે વિલાસપુર નગરને વિષે મોકલ્યા. અનુક્રમે મુસાફરી કરતાં પ્રધાન તથા સેવકો વિલાસપુર નગરમાં આવ્યા, અને હરિબળને પોતાના આ-

ગમન વિષેનો સર્વ વૃત્તાંત કહ્યો; તેથી હરિબળ પોતાની મહાન સેના તથા ત્રણ સ્ત્રીઓ સહિત કાંચનપુર નગરને વિષે આવવાને માટે નીકળ્યો. અનુક્રમે તે રસ્તામાં શત્રુઓનો પરાભવ કરતો કાંચનપુર નગરની બહાર આવ્યો.

હરિબળના આગમના સમાચાર જાણી વસંતસેન રાજા તેનો સત્કાર કરવા માટે સામો ગયો, અને તેને મહોત્સવપૂર્વક નગરમાં પ્રવેશ કરાવ્યો. નગરજનો પણ હરિબળને જોઇ અતિ ખુશ થયા અને તેની તથા વસંતશ્રીની પ્રશંસા કરવા લાગ્યા.

પોતાને કીર્તિવાન્ જમાઇ મળવાથી વસંતસેન રાજાએ પોતાના જમાઈ હરિબળને પોતાનું રાજ્ય આપ્યું. અને પોતે સ્ત્રી સહિત દીક્ષા લઈ સર્વ કર્મનો ક્ષય કરી મુક્તિ સુખ પામ્યો.

પોતાના પુણ્યબળથી હરિબળ બીજી કેટલીએક રાજકન્યાઓ પરણ્યો હતો. તે બધી સ્ત્રીઓ સાથે વિવિધ પ્રકારે વિલાસ કરતો બન્ને રાજ્યનું રાજ્ય કરવા લાગ્યો.

એક દિવસે વનપાળે આવીને સભામાં બેઠેલા હરિબળ રાજાને વધામણી આપી કે–" હે સ્વામીન! નગરની બહાર ઉદ્યાનમાં અતિશય જ્ઞાની ધર્માચાર્ય આવેલા છે."

ધર્માચાર્યનું આગમન સાંભળી રાજા બહુ હર્ષ પામ્યો. તેથી તે ધર્માચાર્યને વંદન કરવા માટે મ્હોટા આડંબર સહિત નગરની બહાર ઉદ્યાનમાં ગયો. ત્યાં તેણે ધર્માચાર્યને વંદન કરીને કહ્યું–" હે મહાત્મન! આપના પસાયે કરીને

હું આ રાજ્યને પામ્યો છું. માટે મ્હારાપર પ્રસન્ન થઈ અનંત સુખ આપનારો ધર્મોપદેશ આપો."

આવાં ઉત્તમ વચનો હરિબળના મુખમાંથી સાંભળીને ધર્માચાર્યે કહ્યું—"હે રાજન ! તને ધન્ય છે કે, જેથી ત્હારા હૃદયમાં ધર્મ વિષે સાંભળવાની ઉત્કંઠા થઈ."

ત્યારપછી તે ધર્માચાર્યે હરિબળ રાજાને ધર્મ દેશના આપી, તેથી તે ઘણો હર્ષ પામ્યો. અને પ્રથમ સમ્યકત્વ દર્શન પૂર્વક અણુવ્રત ગૃહણુ કરીને બાકીના સર્વે મૃષાવાદ વિરમણાદિ વ્રતો ગ્રહણ કર્યા. ત્યારપછી તે ધર્માચાર્યને વંદન કરી હર્ષ પામતો પોતાને નગરે આવ્યો.

ધર્માચાર્ય પાસે લીધેલા વ્રતને હરિબળ રાજા ઉત્તમ પ્રકારે પાળતો ધર્મારાધન કરવા લાગ્યો. અને તેને પોતાના રાજ્યમાં અમારી ઘોષણાનો પટહ વગડાવીને જીવદયા, અને સાત વ્યસનોને દૂર કર્યા. ત્યારપછી લંકામાંથી લાવેલા અમૃત રસથી રોગાદિ વિગેરે ઉપદ્રવોનો નાશ કરી લોકો ઉપર ઉપકાર કર્યો. પોતાના રાજ્યમાં અખુટ દ્રવ્ય ખરચી જીર્ણો-દ્ધાર કરાવ્યો, અને નવા સુશોભિત જિનાલયો કરાવ્યા. આવી રીતે ધર્મનું યથાથ રીતે પાલન કરતાં તે હરિબળ રાજાએ પોતાનું રાજ્ય એક ચક્રવતી સરખું બનાવ્યું.

એક દિવસ મુનિમહારાજ તેના ઉદ્યાનને વિષે સમવ-સર્યા. તેથી હરિબળ રાજા તેમને વંદન કરવાને માટે પો-તાની ત્રણ રાણીઓ સહિત હર્ષથી ઉદ્યાનમાં ગયો. ત્યાં

તેણે ગુરૂનાર મુખથી ધર્મદેશના સાંભળી. મુનિમહારાજના મુખથી મધુરી દેશના સાંભળીને હરિબળ રાજા તથા ત્રણ રાણીઓને વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેથી હરિબળ રાજાએ મુનિ-મહારાજ પાસે ત્રણ રાણીઓ સહિત દીક્ષા અંગીકાર કરી. અને અનુક્રમે શુભ ભાવથી ચરિત્રને પાળતાં હરિબળ રાજાને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું તેથી તે મોક્ષ સ્થાનને પામ્યો.

આ પ્રમાણે મુનિ મહારાજના મુખથી હરિબળ મચ્છીનું ચરિત્ર સાંભળી તે સુનંદના હૃદયમાં કંઈ પણ પ્રતિજ્ઞા લેવાની તીવ્ર ઈચ્છા થઈ. તેથી તેણે મુનિ મહારાજને અંજલી જોડી કહ્યું:—

હે મહાત્મન્! આપે હરિબળ મચ્છીનું ચરિત્ર સંભળાવીને મ્હારા પર અવર્ણનીય ઉપકાર કર્યો છે. આ ભવ સાગરમાં ડુબતા મ્હારા આત્માને આપે આપના મુખાર્વિંદથી ઝરતા વચનામૃતનું પાન કરાવી ઉદ્ધાર કર્યો છે, માટે હે પંચમહાવ્રતધારક શાસનરક્ષક મહાત્મન્! મ્હને કંઇ પણ પ્રતિજ્ઞા આપો.

સુનંદના મુખથી આવાં ઉત્તમ વચન સાંભળીને મુનિ મહારાજે કહ્યું—

"હે સુનંદ! 'ત્હારે પ્રાણાંતે પણ માછલાંના માંસનું ભક્ષણ કરવું નહિ, તથા નાના મોટા કોઇપણ જીવની હિંસા કરવી નહિ' આ બે પ્રતિજ્ઞાઓનું તું પાલન કરી શકીશ?

મુનિ મહારાજનાં આવાં વચન સાંભળીને શંકા લાવીને જિનદાસ શ્રાવક તરતજ વચમાં બોલ્યો:—

"હે મહાત્મન્ ! તેનો કુળધર્મ હોવા છતાં પણ તે કઠીન પ્રતિજ્ઞાઓ એનાથી પળાશે ?"

"હે મહાત્મન્ ! આ નરક રૂપ કુવામાંથી આત્માની ઉન્નતિ કરવાને મ્હારો કુળધર્મ છોડવો પડે તે અતિ ઉત્તમ છે, અને પ્રાણાંતે પણ હું લીધેલી પ્રતિજ્ઞાઓનું ખંડન કરીશ નહિ, આપે કહેલો ધર્મ સર્વોત્કૃષ્ટ છે." મુનિમહારાજ બોલે તે પહેલાં સુનંદે કહ્યું.

આ પ્રમાણે સુનંદના વચનો સાંભળીને મુનિ મહારાજે, તેનામાં યોગ્યતા નિહાળી બીજો ઘણો ઉપદેશ આપ્યો ને પચ્ચખાણ કરાવ્યું. પછી મુનિમહારાજના મધુર વચનામૃતનું પાન કરી મુનિ મહારાજને અંતઃકરણપૂર્વક નમસ્કાર કરી મનમાં આનંદ પામતો તે સુનંદ તેના મિત્ર જિનદાસ શ્રાવકની સાથે ઉપાશ્રયેથી ઉઠી પોતાના ઘર તરફ વિદાય થયો.

દરેક મનુષ્યે પોતાની તુલના કરી જોવી પણ પ્રતિજ્ઞાનું પાલન થશે કે કેમ ? એવી કુશંકાઓ લાવી નિયમથી વંચિત ન રહેવું. કારણ કે નિયમ, વ્રત ઈત્યાદિ લીધા પછી ભાગ્યેજ કોઇ અજ્ઞાની અને અણુસમજુની વૃત્તિ તે નિયમ તોડવા પ્રત્યે જાય છે. બાકી જે શુભ વૃત્તિથી નિયમ લે છે તે ઘણા ખરા પાળી શકે છે, સમ્યગ્ દૃષ્ટિએ શુભ પ્રવૃત્તિ કરવી.

સત્ય વસ્તુને સમજ્યા પછી દુનિયાની નિંદાની પરવા નહિ કરતાં સદ્ધર્મ કરવો એજ ડાહ્યા મનુષ્યોનું કર્તવ્ય છે.



## પ્રકરણ ૪ થું.

## પ્રતિજ્ઞા પાલન.



રાજપુર નગરમાં કોણ જાણે કયા પાપના યોગે ભયંકર દુકાળ પડયો, નદીનું પાણી સુકાઈ ગયું હતું. લીલાંછમ જેવાં ખેતરો અને સુશોભિત વાડીઓ મરૂભુમિના જેવી ઉજ્જડ જણાતી હતી, જે રાજપુર વ્યાપાર, ઉદ્યોગ કળાથી સુખી હતું તેજ રાજપુરના રહેવાશીઓ અનાજ નહિ મળવાથી ભૂખે પીડા પામતા હતા. દરેક ઘર નિર્ધન થઇ ગયેલું હતું, કોઇની પાસે અનાજનો દાણો રહ્યો ન હતો, ઉચ્ચ વર્ગના લોકો ઘરમાંથી રાચરચીલું વેચી નાંખી જે કાંઇ આવતું હતું તેનાથી કાચું કોરૂં ખાઈને પોતાનો પ્રાણ બચાવતા હતા અને હલકી વર્ણના લોકો માછલાંઓના માંસનું ભક્ષણ કરી પોતાનો પ્રાણ બચાવતા હતા. કેટલાક લોકો ભૂખથી પીડાઈને મૃત્યુને શરણ થયા હતા. આ બધું નજરે જોતાં કમકમાટી છુટી આવતી હતી.

વાંચક! આવા ભયંકર દુષ્કાળમાં આપણે જીવ હિંસા નહિ કરવાની પ્રતિજ્ઞા લેનાર સુનંદના ઘરની ખબર તો લઇએ! અહા! આમ તો જુવો. સુનંદના ઘરમાં તો કાંઇ વાતચીત થઇ રહી છે.

"બાપુ! આજે અમે ભુખથી ઘણાં પીડાઇએ છીએ, તો પણ તમે અમારા માટે કાંઇ પણ ખાવાનું કેમ લાવ્યા નહિ!" છોકરાઓએ સુનંદને કહ્યું.

"મ્હારા વ્હાલા બાળકો! આજે કાંઇપણ ચીજ ચૌટામાં નહિ મળવાથી હું તમારે માટે કાંઈ લાવ્યો નથી." સુનંદે કહ્યું.

"બાપુ! આપણા પાડોશીઓ તો માછલાંને પકડી લાવી તેના માંસનું ભક્ષણ કરે છે, ને તેમની ભૂખ મટાડે છે, તો તમે માછલાં શા સારૂ પકડી લાવતા નથી? અમને અતિશય ભૂખ લાગી છે. છોકરાઓએ કરગરીને કહ્યું.

આ બધું સુનંદની સ્ત્રી ચુપકીદીથી સાંભળતી હતી, તે એકદમ બોલી:—

"હે સ્વામીનાથ! આ બાળકો કહે છે તેમાં શું ખોટું છે? શું આપણે માછલાંનું ભક્ષણ કરી શકતાં નથી?"

"દુનિયામાં પેટ ભરવાને માટે ઘણીએ વસ્તુઓ છે. શા સારૂ એવા નિર્દોષ જીવની હિંસા કરી આપણે આપણું પેટ ભરીએ? પાપ કર્મથી બીવું એ આપણી રીતિ છે." સુનંદે તેની સ્ત્રીને કહ્યું.

"આવું ડહાપણ તમને કોણે બતાવ્યું? તમે મોટા પંડિત થઇ ગયા ખરાને? આવાં ખોટાં ટાયલાં તમારે બીલકુલ ઘરમાં કરવાં નહિ, ને છોકરાઓને ઉંધે રસ્તે જવાનું

શીખવાડવું નહિ, જો ફરીથી આવું બોલ્યા તો તમે તમારી વાત જાણ્યા ?" ગુસ્સે થઇને સુનંદની સ્ત્રીએ સુનંદને કહ્યું.

"તું નકામી ક્ષણિક મદમાં શા માટે છલકાય છે ? આ ચાર દિવસની ચાંદની, અંતે ઘોર અંધારી રાત." માટે તારાથી જેટલાં સુકૃત્યો થાય તેટલાં કરીલે, આવતા ભવનું ભાથું બાંધીલે, નહિ તો ક્ષેત્ર વિશાળ છે, જયાં ત્યાં રખડવું પડશે. ભોગ વિલાસો, ચાર દિવસના છે; માટે ધર્મ, પરોપકાર, પર દયા કરી તારા આત્માનું કલ્યાણ કરવા તત્પર થા. મરતાં સુધી પણ ધર્મ તો નહિજ ચુકવો." આવો ઉપદેશ આપીને સુનંદે તેની સ્ત્રીને કહ્યું.

"હું કાંઇ તમારૂં આવું ભાષણ સાંભળવાની નથી અને હવે ફરીથી તમારે અમારી પાસે એવું ખોટું ભાષણ કરવું નહિ ? તમારૂં ડહાપણ તમારી પાસે રાખો, આ તમારા બાળકો ભૂખથી પીડા પામે છે, અને મૃત્યુ પામવાની અણી પર છે, તો પણ તમે કંઈ સાંભળતા કેમ નથી ? લ્યો આ જાળને ! અને તમારા ભૂખથી પીડા પામતા બાળકો માટે માછલાં લઇ આવો કે જેથી તેઓ તેનું ભક્ષણ કરી ભૂખ દૂર કરે. કેમ કાંઇ બોલતા નથી ? શું તમોને તમારા બાળકો પર પ્રીતિ નથી ? "સુનંદની સ્ત્રીએ કહ્યું,

"બાપુ ! અમારી માતા કહે છે તેમાં શું ખોટું છે ? માટે અમારા સારૂં માછલાં પકડી લાવો તો અમે તેનું

ભક્ષણ કરી અમારી ભૂખ મટાડીએ ! જલદીથી જાવ, બાપુ સાંભળો છો કે ? ” રડતાં રડતાં છોકરાઓએ કહ્યું.

“ બાળકો ! આવું નીચ કામ મારાથી પ્રાણાંતે પણ બનશે નહી, જેવી રીતે તમોને તમારો જીવ વ્હાલો છે, તેવી રીતે તેઓને શું તેમનો જીવ વ્હાલો નહિ હોય ? એવા નિર્દોષ જીવોનો શા માટે નાશ કરવો ? ” સુનંદે કહ્યું.

“ આ મૃત્યુ પામવાની અણી પર છે તેના પર દયા લાવો ? જરા તમને તમારા લાડકવાયા બાળકો ઉપર સ્નેહ છે કે નહિ ? ” સુનંદની સ્ત્રીએ કહ્યું.

“ પુત્રોના સ્નેહની ખાતર હું કોટિ ઉપાયે પણ માછલાં કાઢવા નહિ જઉં અને નિજ ધર્મ નહિ ચૂકું. ” સુનંદે કહ્યું.

આ પ્રમાણે સુનંદનો દ્રઢ નિશ્ચય જોઇને તે સુનંદની સ્ત્રી, તેના ભાઇઓને ઘેરથી બોલાવી લાવી, અને સઘળી હકીકત કહી, આથી તે સ્ત્રીના ભાઇઓ સુનંદ પર ઘણા ક્રોધે ભરાયા અને સુનંદને કહ્યું—

“ આ બાળકો માટે માછલાં કાઢી લાવો, તો તેઓ તેનું ભક્ષણ કરે. ”

આથી સુનંદે તેની સ્ત્રીના ભાઇઓને કહ્યું.—

“ તમે ગમે તેમ કહો ! પણ મારાથી આ વાત કોટિ ઉપાયે કબુલ નહિ થાય. જીવહિંસા હું કદી પણ કરીશ નહિ,

ને તમોને પણ કહું છું કે તમો પણ જીવહિંસા કરશો નહિ ને જો કરશો તો તમે અવશ્ય નરક રૂપી કુવામાં પડવાના તે નક્કિ માનજો. ”

આથી તે સ્ત્રીના ભાઇઓએ કહ્યું:—

“ શું તમો અમને શીખામણ આપો છો ? ” અમારે તમારી શીખામણની જરૂર નથી, પોતે ગાંડા એટલે બીજાને પણ ગાંડા કરવા હશે ખરાને? પણ અમો તો તમારાથી ભોળવાઇ જઇએ તેવા નથી. ” હ્યો હવે ઝટ કરો, ઉઠો માછલાં પકડવા જાવ. ”

આથી સુનંદે કહ્યું:—

“ મેં તમોને કેટલીએવાર ના કહી, છતાં પણ ફરીથી કહું છું કે તે કામ મ્હારાથી પ્રાણાંતે પણ થશે નહિ. ”

આ પ્રમાણે સુનંદના કહેવાથી તે સ્ત્રીના ભાઇઓ જબરજસ્તીથી તે સુનંદનો હાથ પકડીને નદીને કાંઠે માછલાં કાઢવા લઇ ગયા, અને સુનંદને કહ્યું.—

“ હ્યો આ જાળ અને નદીમાંથી માછલાં કાઢો. ”

ત્યારે સુનંદે કહ્યું—

“ તમારે મ્હારા પર જેટલો જુલમ ગુજારવો હોય તેટલો ગુજારો પણ હું પ્રાણાંતે પણ જીવહિંસા કરીશ નહિ. ”

આ પ્રમાણે સાંભળીને તે સ્ત્રીના ભાઇઓ તે સુનંદને મારવા લાગ્યા. કેવો જુલમ ! ધર્મ કરવા ઇચ્છનારને તો આવા સંકટો આવેજ, પણ સદ્ધર્મ ન ચુકે તેજ સાચો માનવી.

તે સુનંદને ઘણો માર પડવાથી ત્યાંથી તે નાસવા લાગ્યો, પણ સુનંદની પાછળ તે સ્ત્રીના ભાઈઓ તેને પકડવા દોડયા અને સુનંદને પકડી લાવીને પાછા નદીને કાંઠે માછલાં કાઢવા લઇ ગયા અને તેના હાથમાં જબરજસ્તીથી જાળ આપીને કહ્યું.—

" માછલાં કાઢો. "

આ સાંભળીને તેને પરવશપણાથી માછલાં પકડવા સારૂ નદીની અંદર જાળ નાંખી. થોડીવાર પછી તે જાળને બહાર કાઢી તો તેમાં ઘણા માછલાંઓ આવ્યા. તે જોઇને તેના હૃદયમાં દયા ઉત્પન્ન થઇ આવી. આથી તે સુનંદે તરતજ કાઢેલાં બધાંએ માછલાં પાછા નદીમાં ફેંકી દીધાં. અને તેણે બે ત્રણ દિવસ સુધી એ પ્રમાણે કર્યું તેમાં એક વખતે એક માંછલાની પાંખ તુટી ગઈ તેથી મનમાં અતિ ખેદ પામ્યો. આ બધું જોઇને તે સ્ત્રીના ભાઇઓ સુનંદ પર ઘણા ગુસ્સે થયા, પણ સુનંદે તેની જરાકે દરકાર કરી નહિ ને વિચાર કરવા લાગ્યો કે—કુટુંબને માટે કરેલું પાપ, પણ પાપ કરનારને અવશ્ય નરક રૂપ કુવામાં નાખે છે, તો તેને માટે આ દીન હીન માછલાંઓનો શા માટે નાશ કરૂં ? જેવી રીતે મને મ્હારો જીવ વહાલો છે, તેવી રીતે તેઓને પોતાનો જીવ વ્હાલો છે, તો મારે જીવહિંસા શા માટે કરવી પડે ?

દુનિયા પોતાનાજ સ્વાર્થની વાત કરે છે. આખુ જગત સ્વાર્થી છે. માતા, પિતા, ભાઇ ભાંડુ, કાકા, કાકી, મામા, મામી, તથા બ્હેન, પુત્ર, સ્ત્રી ઇત્યાદિ સર્વે દુનિયાના સબંધી સ્વાર્થી છે; કુટુંબીજનો જ્યાં સુધી પોતાનો સ્વાર્થ હશે ત્યાં સુધીજ ભાઇ કેમ ? આવ્યો બા ? ઇત્યાદિ વિવેકી પ્રશ્નો કરશે, યાદ છે ? મ્હારા તરફની પાંચ પૈસાની આશા હશે ત્યાં સુધીજ દુનિયાના સુધરેલા પરોપકારી મ્હારો ભાવ પૂછશે, પણ પછી મ્હારી સામું જોવા કોઇ નહિ આવે ? જ્યાં કામ સર્યું એટલે " તમે તમારે રસ્તે ને અમે અમારા રસ્તે " માટે હે આત્મા ! તારા કલ્યાણાર્થે ધર્મ કરી પુણ્ય ઉપાર્જન કરવા લક્ષ્ય રાખ, હવે ભોગ વિલાસો ઓછા કર.

આ પ્રમાણે વિચાર કરી તે પુણ્યાત્મા સુનંદ પોતાના ઘેર આવ્યો, અને અનશન લઇ ચોરાશી લાખ જીવોને ખમાવી શ્રી પરમેષ્ઠી મંત્રનો જાપ કરતાં મૃત્યુ પામ્યો.

ધન્ય છે, તેવા પુણ્યાત્માને.

કોઇ ધર્મમાં અતિ તલ્લીન થઇ જાય છે, ત્યારે લોકો તેને મૂર્ખ કહે છે, પણ તે વખતે તે માણસે દુનિયાની તલભાર પણ પરવા કરવી નહિ. પરંતુ પોતે કરેલી શુભ પ્રવૃત્તિ તરફ લક્ષ રાખવું આ જમાનામાં મિત્રો પણ એવા હોય છે કે ઉંચે જતા પ્રાણીને દોરડાથી એકદમ ખેંચીને નીચે પાડવાનાં તયાર. અને પાછા ઢોંગ કરીને રોવામાં રશુ

તૈયાર, સારા રસ્તે ચઢાવનાર બહુ થોડા છે; બાકી પાડનાર ઘણા છે. આથી એમ નથી સમજવાનું કે આપણે ચઢવાની મ્હેનતજ ના કરવી; ચઢવું તો ખરૂંજ, પછી ભવિષ્યમાં જે થવાનું હોય તે થાય. સારા કૃત્ય ઉપર નિશાન તાકીને, ઉત્તમ ફળ ધ્યાનમાં લઈને, પણ તે કૃત્ય તો કરવું, પછી ત્યાં આગળ 'શું થશે ?" એવા પામર વિચારો રાખવા નહિ. આત્માને સ્થિર બનાવવાને યત્ન કર્યા કરવો.



## પ્રકરણ ૫ મું.

### વિશ્વાસઘાત.



આ ભરતક્ષેત્રમાં અલકાપુરી સમાન રાજગૃહનગર આવેલું હતું. તે નગરની એક બાજુએ થઇને મહાન્ વિસ્તારવાળી નદી વહન કરતી હતી. અને બીજી બાજુએ સુશોભિત રાજ્યમહેલ આવેલો હતો. તે નગરની રચના અને બાંધણી એવી તો મનોહર હતી કે નગરનાં તમામ મકાનો એકજ લાઇનમાં આવેલાં હતાં. મધ્યમાં, ભવ્ય શિખરોથી સુશોભિત જિનાલયો, દાનશાળાઓ, પૌષધશાળાઓ, પાઠશાળાઓ, કળાશાળાઓ, અને ધર્મશાળાઓ આવેલી હતી.

તે નગરમાં ધર્મિષ્ઠ, પરોપકારી, વિવેકી, નીતિમાન, પ્રજાવત્સલ, શુરવીર અને પરાક્રમી **નરવર્મા** નામનો રાજા રાજ્ય કરતો હતો. જેમ માળી બગીચાની અંદર આવેલાં વૃક્ષોને જળસીંચન કરી યોગ્ય સ્વરૂપમાં ખીલવે છે, તેમ એ રાજા પોતાની પ્રજાને તેમનાં દુઃખોનો નાશ કરી યથાર્થ રીતે પાલન કરતો હતો. તે એમ સમજતો હતો કે આ પ્રજા એ મ્હારા પુત્ર સમાન છે. તે દેશ ઉન્નતિના શિખરે પહોંચેલો હતો, નીતિ એ રાજાની રીતિ હતી, રાજા સૌ સૌની યોગ્યતા પ્રમાણે સર્વનો સત્કાર કરતો હતો. ધર્મી પુરૂષોનું

તે વિધિપૂર્વક પૂજન કરતો હતો; રાજા સાગર જેવો ગંભીર હતો. તે રાજાને અતિ સૌંદર્યવાળી, ધર્મિષ્ઠ, શીયલવંતી અને સદ્‌ગુણોથી ભરેલી **પુષ્પાવતી** નામની મહારાણી હતી. આ નગરની પ્રજા વ્યાપાર, ઉદ્યોગકળાથી સુખી હતી, આવા સુશોભિત અને રમણીય નગરમાં જિતશત્રુ રાજા અને મહારાણી પુષ્પાવતી બન્ને રાજ્યદંપતી ધર્મ તથા નીતિપૂર્વક રાજ્ય સુખ ભોગવતાં હતાં.

તે નગરમાં સદ્‌ગુણોથી ભરપુર **મણિયાર** નામનો શેઠ રહેતો હતો. તેને **સુયશા** નામે એક સ્ત્રી હતી. આ બંને દંપતી ધર્મકાર્ય કરી ઉત્તમ સુખ ભોગવતા હતાં. અનુક્રમે સુનંદનો જીવ મણિયાર શેઠની ધર્મપત્નીની કુક્ષિમાં પુત્ર રૂપે ઉત્પન્ન થયો. બારમે દિવસે શેઠે તે પુત્રનો વિધિપૂર્વક ઉત્સવ કરીને તથા યાચકોને દાન દઇને તે પુત્રનું **દામાન્નક.** એવું નામ પાડયું. તે પુત્ર બાલ્યાવસ્થાના પ્રેમાળ ભાવોથી પોષાતો આઠ વર્ષની વયે પહોંચ્યો.

તેજ નગરમાં **સાગરશેઠ** નામનો ધનાઢ્ય શેઠ રહેતો હતો વ્યાપારીઓમાં તેણે એક ઉત્તમ વેપારી તરીકે ખ્યાતિ મેળવી હતી, તથા તેને મણિયાર શેઠ સાથે સારો સંબંધ હતો.

મણિયાર શેઠના ઘરમાં પૂર્વ જન્મના કોઇ કર્મના કારણથી મરકીના રોગે પ્રવેશ કર્યો, તેથી શેઠના ઘરના પુત્ર દામાન્નક સિવાયનાં સઘળાં માણસો મરકીના પંજામાં

સપડાયાં અને શેઠ શિવાય તમામ માણસો મૃત્યુ પામ્યાં. આથી મણીયાર શેઠને પુત્ર દામન્નકની ચિંતા થવા લાગી કે, "મ્હારા વ્હાલા બાળકનું શું થશે?" ઈત્યાદિ વિચારોથી શેઠનું મન ચિંતાતુર રહેતું હતું, પણ શેઠને સાગરશેઠ પર વિશ્વાસ હોવાથી સાગરશેઠને પોતાની પાસે બોલાવીને કહ્યું:-

"મિત્ર! હું દુઃખના લીધે ચારે તરફથી ઘેરાઇ ગયો છું, મ્હારી તબીયત ઠીક નથી, મારા માટે મરણની પળો હવે ગણાઇ રહી છે. હવે કાંઈપણ ઉપાય રહ્યો નથી, માટે હું મ્હારા વ્હાલા પુત્રની રક્ષા કરવાને તમને સોપું છું."

"મિત્ર! આ સમયે ગભરાવાનું નથી, ધૈર્ય રાખો! સૌ સારાં વાનાં થશે. તમારા પુત્રને હું મ્હારા પુત્રની માફક પાળી પોષીને મોટો કરીશ. તમારે કોઇ જાતની ચિંતા રાખવી નહિ." સાગર શેઠે પ્રત્યુત્તર આપ્યો.

"વ્હાલા પુત્ર! તું સાગર શેઠની આજ્ઞામાં રહેજે, ને કોઈ દિવસ તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરીશ નહિ." મણિયાર શેઠે દામન્નકને કહ્યું.

"પિતાજી! આ બાળકને નિરાધાર મૂકી તમે ચાલ્યા જશો?" આંખમાં આસું લાવી દામન્નકે કહ્યું.

"પુત્ર! તું ત્હારા હૃદયમાંથી એવા વિચારો કહાડી નાંખ! હંમેશાં કર્માનુસાર થાય છે. માટે ધર્મપર આધાર રાખીશ તો સૌ સારાવાનાં થશે? મણિયાર શેઠે કહ્યું.

" ત્હારે કોઈ જાતની ચિંતા રાખવી નહિ." સાગર શેઠે દામન્નકને કહ્યું. આથી મણિયાર શેઠની ચિંતા ઓછી થઇ, અને બીજે દિવસે મણિયાર શેઠ મૃત્યુ પામ્યાં. શું કર્મની વિચિત્ર ગતિ !

જગત્માં સુખ કે દુઃખ કોઇને સદાયે એક સરખું રહેતું નથી. સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ એવો જગત્નો નિયમ ચાલ્યા કરે છે.

મણિયાર શેઠના મૃત્યુ પામ્યા પછી દામન્નક ઘણો મું-ઝાવા લાગ્યો, તેથી તેને હિંમત આપીને સાગર શેઠ પોતાના ઘેર લઇ ગયો. અહીં આગળ તે પોતાનો સમય આનંદથી પસાર કરતો હતો, પણ નસીબ બે ડગલાં આગળ ને આગળ. કર્મની ગતિ વિચિત્ર છે.

એક દિવસ એવું બન્યું કે સાગરશેઠને ઘેર બે મુનિ મહારાજ વહોરવા માટે આવ્યા. ત્યાં મ્હોટા મુનિમહારાજે તે દામન્નકનું ભવ્ય કપાળ, અને મનોહર કાંતિ જોઇને ન્હાના મુનિમહારાજને કહ્યું—

" આ બાળક આ શેઠના ઘરનો માલીક થશે."

ત્યાર પછી તે મુનિમહારાજ ત્યાંથી ચાલ્યા ગયા. મુનિમહારાજે કહેલું વચન ઘરના માલીક સાગર શેઠના સાં-ભળવામાં આવવાથી તે અતિ ખેદ પામ્યો, અને તે બાળકના ઉપર ક્રોધે ભરાઇને વિચારવા લાગ્યો.

" અહા ! મ્હારો પુત્ર **સમુદ્રદત્ત** ગુણવાન અને હોંશીયાર છતાં શું આ છોકરો મ્હારા ઘરનો માલીક થશે ? " મુનિ મહારાજ જ્ઞાની છે, માટે તેમનું વચન કદાપિ મિથ્યા થશે નહિ. માટે આ બાળકને કોઈ પણ ઉપાયથી મારી નાંખવો જોઇએ, નહિ તો તે મ્હારા ઘરનો માલીક થશે.

આ પ્રમાણે વિચાર કરીને તે સાગરશેઠે ચાંડાલને બોલાવી, તે બાળકને મારી નાંખવા માટે ચાંડાલને સોંપ્યો. ને દ્રવ્ય આપીને કહ્યું—આ બાળકને તારે ગુપ્ત રીતે મારી નાંખવો અને મારવાની નિશાની મને બતાવવા લાવવી. ચાંડાલે તેમ કરવાનું કબુલ કરી તે બાળકને લઈને જંગલ તરફ ચાલ્યો ગયો. બાળક ગયો એટલે સાગરશેઠના હર્ષનો પાર ન રહ્યો. પોતાની દુષ્ટ ધારણા ફલિભૂત થશે એમ ધારીને તે આનંદ પામવા લાગ્યો.

અહા ! કાળા માથાનો માનવી શું ના કરી શકે ! જે ધારે તે કરી શકવાને શક્તિમાન છે. લક્ષ્મીના લોભે સાગરશેઠે તેના મિત્ર મણિયાર શેઠનો વિશ્વાસઘાત કરી તેના એકના એક બાળકને ચાંડાળને સોંપ્યો. પણ વિધિની બલવત્તરતાને તે ભૂલી ગયો.

## પ્રકરણ ૬ ઠું.

## મૃત્યુના મુખમાં.




ષ્મઋતુ ચાલતી હતી. સમય બપોરના બારનો હતો. સૂર્યના કિરણોથી પૃથ્વી ઉપર સખ્ત ગરમી પડતી હતી. આ વખતે ચાંડાલ તે બાળકને જંગલમાં લઈ ચાલ્યો જતો હતો, પણ તેઓ બન્ને જણા સખ્ત ગરમીના લીધે પરસેવાથી તરબોળ થઇ ગયેલા હતા. અનુક્રમે તેઓ બન્ને જણા એક વૃક્ષની ઘટા નીચે આવી પહોંચ્યા. અહીં આગળ ચાંડાલે તે બાલકને ઉત્તમ લક્ષણવાળો, ગુણવાન અને કાંતિવાળો જોઈને તે બાળક પર દયા આવવાથી વિચાર્યું કે—

" આ કાંતિવાળા બાળકે શેઠનું શું બગાડયું હશે ? અવશ્ય આમાં કંઇક પણ ઉંડા ગુપ્ત ભેદ હોવો જોઈએ ! " માટે બાળકને પૂછી જોવાથી ખાત્રી થશે, ત્યારે તે ચાંડાલે બાળકને પૂછ્યું:—

" હે ઉત્તમ લક્ષણવાળા બાળક ! તેં સાગર શેઠનું શું બગાડયું છે ? કે જેથી તેમણે તારી હત્યા કરવાને માટે મને સોંપ્યો છે ? "

આથી બાળકે કહ્યું:—" મ્હેં શેઠનું કાંઇ બગાડયું નથી."

" હે બાળક ! ભય પામીશ નહિ, હું તારી હત્યા

કરવા માંગતો નથી, પણ તારી આ સ્થિતિ જોઇને મ્હારૂં હ્રદય ભરાઇ આવે છે, માટે મ્હારા પર વિશ્વાસ રાખી જે બન્યું હોય તે સાચે સાચું કહે ?" ચાંડાલે શાંતિથી અને ધીરજ આપીને કહ્યું.

આથી તે બાળકે ચાંડાલને કહ્યું:–"શેઠે મ્હારૂં ભવિષ્ય મુનિ મહારાજના મુખે સાંભળવાથી તે શેઠે મ્હારી હત્યા કરવા માટે મને તમને સોંપ્યો છે."

"તે મહાત્મા મુનિ મહારાજે તારા ભવિષ્ય વિષે શું કહ્યું તે મ્હારી સાંભળવાની ઇચ્છા છે. માટે તું મ્હારા તરફથી કિંચિત્ માત્ર પણ ભય રાખ્યા શિવાય જે હકીકત હોય તે સુખેથી કહે." ચાંડાલે આનંદમાં આવી જઇને કહ્યું.

"તે મહાત્મા મુનિમહારાજે મ્હારૂં ભવ્ય કપાળ અને કાંતિ જોઇને કહ્યું કે, આ બાળક અવશ્ય શેઠના ઘરનો માલીક થશે." બાળકે કહ્યું.

આથી ચાંડાલ એકદમ આનંદના આવેશમાં આવી જઇને બાળક બોલે તે પહેલાં બોલી ઉઠયો કે—

"મહાત્માએ કહેલું ભવિષ્ય કાળાંતે પણ મિથ્યા થશે નહિ." માટે હે ઉત્તમ લક્ષણવાળા બાળક ! મ્હને તારાપર ઘણી દયા આવવાથી હું તારી હત્યા કરીશ નહિ.

"તો તમોએ સાગર શેઠને આપેલા વચનનું શું થશે. તેનો કાંઈ પણ વિચાર કર્યો છે ?" બાળકે ચાંડાલને પૂછયું.

" હા. " ચાંડાલે જવાબ આપ્યો.

" શો ?" બાળકે પૂછ્યું.

આથી ચાંડાલ બોલ્યો હે બાળક ! સાંભળ—

" એ મૂર્ખના શીરોમણી પાપાત્મા સાગર શેઠને ઉધું-ચત્તું સમજાવી નાખતાં શી વાર થવાની છે ?"

આ પ્રમાણે ચાંડાલના વચનો સાંભળીને તે બાળક બોલ્યો–"ના ! મ્હારા એક જીવની ખાતર અસત્ય બોલી શા માટે પાપના ભોક્તા થાઓ છો; અને તમારૂં આપેલું વચન શા માટે મિથ્યા કરો છો ? પણ હું તે પ્રમાણે તમને કરવા નહિ દઉં."

બાળકના મુખથી આ પ્રમાણે વચનો નીકળતા સાંભળી તે ચાંડાલ વિચારમાં પડયો, અને અનેક પ્રકારના વિચારો કરી તેને પૂછ્યું.

" ત્યારે હે બાળક ! મ્હારે શું કરવું ?"

" તમે આપેલા વચનને અમલમાં મૂકી, તેનું પાલન કરો " બાળકે પ્રત્યુત્તર આપ્યો.

બાળકના મુખથી હિંમતભર્યા વચનો સાંભળીને તે ચાંડાલ હર્ષથી બોલ્યો—

" ધન્ય છે ! ઓ વીર બાળક ! તને ધન્ય છે. ધન્ય છે ! તને જન્મ આપનાર માતાપિતાને ! હું તારી આવી હિંમત જોઇને તારા પર ઘણો ખુશી થયો છું, અને તને

જેટલો ધન્યવાદ આપું તેટલો ઓછો છે."

ત્યારે બાળકે હિંમતથી ચાંડાલને કહ્યું—

"કેમ ત્યારે કરો તૈયારી."

"મને મ્હારો આત્મા તે કાર્ય કરવાની ના પાડે છે." ચાંડાલે જવાબ આપ્યો.

"હું તમને આગ્રહ પૂર્વક વિનંતી કરીને કહું છું કે તમારૂં વચન મિથ્યા કરશો નહિ." બાળકે આગ્રહ કરીને ચાંડાલને કહ્યું.

બાળકે ઘણો આગ્રહ કરવાથી ચાંડાલ તે બાળક પર ઘણો ખુશ થયો, અને બાળકને કહ્યું:

"હે બાળક! જો તારી એવી ઇચ્છા હશે તો હું મારૂં વચન મિથ્યા થાય નહિ તેની ખાતર તારી ટચલી આંગળી કાપીને તને છોડી મૂકીશ."

"જો તમારી એમ ઇચ્છા હોય તો અવશ્ય હું તમારી આજ્ઞાનો અમલ કરીશ." બાળકે કહ્યું.

ત્યારપછી તે ચાંડાલે બાળકની ટચલી આંગળી કાપી નાંખી, પણ બાળક તો ગંભીરજ રહ્યો.

ધન્ય છે તે વીર બાળકને! ભારતને શું આવા પુત્રોની જરૂરીયાત નથી? શાસન તો આવાજ ધર્મપ્રેમી પુત્રો માગે છે.

ત્યારપછી ચાંડાલે તે બાળકને કેટલીક સુચનાઓ કરી, અને કહ્યું:

"હે વીર બાળક! જો તારે આ નગરમાં હવે પછીથી આવવું નહિ ને ભૂલેચુકે આવ્યો તો અવશ્ય તારૂં મૃત્યુ થશે, એ નક્કી સમજજે! માટે મ્હારી આજ્ઞા માનીને કોઈ બીજા નગરમાં ચાલ્યો જો!"

"બહુ સારૂં. અવશ્ય હું તમારી આજ્ઞાનું પાલન કરીશ. તમારી ઇચ્છા વિરૂદ્ધ વર્તવાને હું જરા પણ ઈચ્છતો નથી. તમોએ મને જીવિતદાન આપ્યું છે તેથી હું જીંદગી પર્યંત પણ આ બદલો ભૂલી શકું તેમ નથી, અને તમને જેટલો ધન્યવાદ આપું તેટલો ઓછો છે. આ ઉપકારનો બદલો આપવા અત્યારે મ્હારી પાસે કાંઇપણ નથી, પરંતુ એનો બદલો તમને જરૂર મળશે!" બાળકે કહ્યું.

"હે બાળક! મેં તારા પર કિંચિત્ માત્ર પણ ઉપકાર કર્યો નથી પણ તે મ્હારા પાપી આત્માને બોધ દઈને મ્હારા પર એવો ઉપકાર કર્યો છે કે, તે ઉપકાર હું જીંદગી પર્યંત ભૂલીશ નહિ, અને તારી આગળ પ્રતિજ્ઞા લઉં છું કે હવેથી પ્રાણાંતે પણ કોઇપણ જીવની હિંસા કરીશ નહિ." ચાંડાલે બાળકને કહ્યું.

ચાંડાલના મૂખમાંથી ઉપર પ્રમાણે વચનો સાંભળવાથી તે બાળક હર્ષથી બોલ્યો—

"ધન્ય છે! તારા આત્માને."

સમય ઘણો થઇ ગયેલો હોવાથી ચાંડાલે બાળકને પૂછયું—

"તારો વિચાર કયાં જવાનો છે?"

આથી બાળકે પ્રત્યુત્તર આપ્યો—

"કોઈ દૂર ગામમાં જવાનો છે? પછી તો જ્યાં ભાગ્ય લઈ જાય ત્યાં ખરૂં?"

ત્યાર પછી બાળકને બીજી કેટલીક સૂચનાઓ આપી તે ચાંડાલ પાછો નગર ભણી ચાલ્યો ગયો. ચાંડાલે નગરમાં જઇ ટચલી આંગળીનો કટકો સાગરશેઠને બતાવ્યો તેથી તે ઘણો આનંદ પામવા લાગ્યો.

પરભવના પુણ્યના પ્રભાવથી તે બાળક મૃત્યુના મુખમાંથી બચી ગયો.

*　　*　　*　　*　　*

ચાંડાલના ગયા પછી તે બાળક દામન્નક રખડતો રખડતો એક ગામની પાસે આવી પહોંચ્યો. પણ પરસેવાથી તરબોળ થઈ ગયો હતો, અને તેના કપડાં ધૂળથી મલીન થઇ ગયેલા હતાં, અને તેને થાક પણ અતિશય લાગેલો હોવાથી તે ગામની નજીક એક વૃક્ષ નીચે આરામ લેવા બેઠો. પણ તેને ખબર નહતી કે આ ગામમાં સાગરશેઠનું ગોકુલ હતું.

તે વૃક્ષ આગળ થઇને એક ગોવાળ જતો હતો. આ ગોવાળ સાગરશેઠના ગોકુલમાં નોકર હતો. તેને તે બાળક દામન્નકને વૃક્ષ નીચે એકલો બેઠેલો જોયો, તેથી તે ગોવાળે વિચાર્યું કે:—

"આ બાળક કોઈ ભાગ્યવાન છે, પણ તેને દુઃખદ વિપત્તિ આવી પડેલી હોવાથી તેની સ્થીતિ આવી જણાય

છે, માટે લાવને તેને પૂછીને ખાત્રી તો કરી જોઉં." આથી તે ગોવાળ બાળક દામન્નક પાસે ગયો, અને પૂછ્યું:—

"હે સુંદર બાળક તું કોણ છે? અને અહીંયા કયાંથી આવે છે."

ત્યારે તે બાળક ધીરેથી બોલ્યા:—

"હું વણિક પુત્ર છું, અને રાજગૃહનગરમાંથી આવું છું."

"હે બાળક! તારા મુખાર્વિંદ પરથી જણાય છે કે તારા પર કાંઇ પણ દુઃખ આવેલું છે. જે બીના હોય તે મ્હારા તરફથી લેશ માત્ર પણ ભય પામ્યા વગર જે હોય તે સાચે સાચું કહે."

આથી તે બાળકે ગોવાળને કહ્યું કે જો તમારી સાંભળવાની ઇચ્છા છે તો હું તમારા તરફથી જરા પણ ભય રાખ્યા શિવાય તમને કહું છું તે એક ચિત્તે ધ્યાન દઇને સાંભળો. એમ કહીને તેને પોતાની આત્મકથા ગોવાળ આગળ કહેવા માંડી.

"મ્હારો જન્મ રાજગૃહનગરમાં મણિયાર શેઠને ત્યાં થયો હતો, મ્હારા પિતાને હું એકનો એક પુત્ર હતો. મ્હારા શિવાય તેમને કંઈ સંતાન ન હતું. મ્હારા પિતાનો પ્રેમ મ્હારા પર ઘણો હતો પૂર્વજન્મના કોઇ કર્મના કારણથી મરકીના રોગે મારા ઘરમાં પ્રવેશ કર્યો, તેથી મ્હારા પિતાને મ્હારી ચિંતા થવા લાગી, આથી મ્હારા પિતાએ તેમના મિત્ર સાગરશેઠને બોલાવીને મ્હારૂં પાલન કરવાની ભલામણ કરી, ને બીજે દિવસે મ્હારા પિતાજી પણ મૃત્યુ પામ્યા. એ વખતે મ્હારી શી સ્થીતિ થઈ હશે તે હું કહી શકું તેમ નથી! મને દુઃખથી ઘણો મુંઝાતો જોઇને સાગરશેઠ

આશ્વાસન આપી પોતાને ત્યાં મને લઈ ગયા, ત્યાં આગળ હું આનંદથી મ્હારા દિવસો પસાર કરતો હતો. પણ મ્હારા નશીબમાં દુઃખ ભોગવવાનું હજુ બાકી હોવાથી એમ બન્યું કે, એક દિવસ સાગરશેઠના ત્યાં બે મુનિ મહારાજ વહોરવા માટે આવ્યા, તે વખતે હું ત્યાં આગળ ઉભો હતો, તેથી મ્હોટા મુનિ મહારાજે મ્હારૂં ભવ્ય કપાળ જોઇને ન્હાના મુનિ મહારાજને કહ્યું કેઃ–" આ બાળક આ શેઠના ઘરનો માલીક થશે ? "

ત્યારે તે મુનિ મહારાજના મુખેથી કહેલાં વચન ઘરના માલીક સાગરશેઠના સાંભળવામાં આવવાથી તે શેઠે ચાંડાલને બોલાવીને મ્હારી હત્યા કરવા માટે મને તે ચાંડાલને સોંપ્યો. પણ તે ચાંડાલને મ્હારા પર દયા આવવાથી તેણે મને છોડી મૂકયો. ત્યાર પછી ત્યાંથી રખડતો રખડતો અહીં આગળ આવી પહોંચ્યો છું."

આ પ્રમાણે બાળકના મુખેથી તેની આત્મ કથા સાંભળવાથી તે ગોવાળને અતિશય આનંદ થયો, અને તેણે પોતાના મનમાં વિચાર્યું કે:—

આ બાળક ખરેખરો, ભાગ્યવાન, ગુણવાન તેમજ કાંતિમાન છે. હું અપુત્ર છું, તેથી આ બાળકને પુત્ર તરીકે રાખવો. આવું વિચારીને તે બાળકને કહ્યું:—

"હે બાળક! ભય પામીશ નહિ, હું તારા પર પ્રસન્ન થયો છું, માટે તું મ્હારે ઘેર પુત્ર તરીકે રહેજે ને આનંદ કરજે."

આ પ્રમાણે તે ગોવાળના મુખથી સાંભળીને તે બાળકે નમ્રતાથી કહ્યું:—

"મ્હારા જેવા એક રખડતા બાળક ઉપર આટલી બધી કૃપા દર્શાવી છે, તેને માટે હું આપનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે."

કેટલીએક વાતચીત કર્યા પછી તે ગોવાળ પોતાની સાથે તે બાળક દામન્નકને પોતાને ઘેર લઇ ગયો. ઘેર આવ્યા પછી ગોવાળે વિચાર કર્યો કે, મ્હારા શેઠે મિત્ર ધર્મને ભૂલી જઈ તેમના મિત્રના એકના એક બાળકને લક્ષ્મિના લોભે વશ થઇ તેનો નાશ કરવા માટે ચાંડાલને સોંપ્યો હતો. તેમ કરતાં તે ક્રુર હૃદયના પાપાત્માને તે બાળક પ્રત્યે બીલકુલ દયા ઉત્પન્ન ના થઇ, ધીક્કાર છે, એવા પાપાત્માને. એવા પાપાત્માની નોકરી કરવાથી આપણી બુદ્ધિ પણ બગડે. માટે મ્હારે એવા દુષ્ટ પાપાત્માની નોકરી ના જોઇએ, ધિક્કાર છે તેની નોકરીને? માટે હું આજને આજ તે પાપાત્માને સંદેશો મોકલી દઉં છું કે મ્હારે તમારી નોકરી કરવી નથી, તેના કરતાં તો ચાંડાલ સારો કે તેના હૃદયમાં દયા ઉત્પન્ન થવાથી બાળકને છોડી મુક્યો, ધન્ય છે, તે ચાંડાલને ?

પછી તે ગોવાળે સાગર શેઠને સંદેશો પહોંચડાવ્યો કે મ્હારે તમારી નોકરી કરવી નથી.

અહીં આગળ દામન્નક હંમેશાં જિનપૂજા કરતો હતો, અને કોઇક કોઇક વખત જંગલમાં ગાયો ચારવા લઇ જતો હતો. અનુક્રમે તે પોતાનું જીવન આનંદથી પસાર કરતો યૌવનાવસ્થા પામ્યો.

---

# પ્રકરણ ૭ મું.



## સાગર શેઠનું કુટુંબ.



સવારના નવેક વાગ્યાનો સમય થયો હતો. તે વખતે સાગરશેઠ પોતાના ભવ્ય આલીશાન મકાનના એક ભાગમાં એકલો બેઠો બેઠો અનેક પ્રકારના વિચાર કરી રહ્યો હતો. તેની મુખમુદ્રા જોતાં એમ સ્પષ્ટ માલમ પડી આવતું હતું કે તે એક મહાચિંતામાં આવી પડેલો હતો. તે મહા ચિંતા શી હશે તે જાણવાની અમારા વાંચક વર્ગને જિજ્ઞાસા થઇ હશે. તે જિજ્ઞાસાને નિર્મૂળ કરવા માટે કહેવું જોઇએ કે સાગરશેઠને એક પુત્ર અને પુત્રી હતી. પુત્રનું નામ સમુદ્રદત્ત હતું, અને પુત્રીનું નામ વિષા હતું. તે રૂપ સૌંદર્યમા સ્વર્ગની અપ્સરાને પણ ભૂલાવે તેવી હતી. તે સદ્ગુણોથી ભરેલી હતી. તેની ઉંમર અત્યારે સોળ વર્ષની હતી તેણી અત્યારે યુવાવસ્થામાં પ્રવેશ કરી ચુકી હતી, છતાં પણ તે હજુ સુધી કુંવારી હતી. તેના વિવાહ માટે સાગરશેઠ ઘણીએ તજવીજ કરતા પણ તેણી કહેતી કે હું મ્હારા લાયક પતિ મળશે ત્યારે લગ્ન કરીશ. જ્યાં સુધી મ્હારા લાયક

યોગ્ય પતિ નહિ મળે ત્યાં સુધી મેં કુંવારી જીંદગી ગાળવાનો નિશ્ચય કર્યો છે.

આ પ્રમાણે વિષા કહેતી હોવાથી સાગરશેઠની આ મહા ચિંતાનું કારણ હતું, અને અત્યારે પણ સાગરશેઠ તેનાજ વિષે વિચારો કરી રહ્યો હતો. આ વખતે સાગર શેઠની સ્ત્રી કાંઇ કાર્યને માટે જ્યાં આગળ સાગરશેઠ બેઠેલા હતા ત્યાં આવી ચડી. તેણીએ સાગરશેઠની મુખાકૃતિ ઉપર ચિંતા જોઇ ત્યાર તેણીએ સાગરશેઠને નમ્રતાથી મંદ સ્વરે કહ્યુ :—

" પ્રાણનાથ ! કોઇ દિવસ નહી ને આજે આપ ચિંતાતુર કેમ જણાઓ છો ? તે જો હરકત ન હોયતો આ આપની દાસીને જણાવવા કૃપા કરશો, હું આપના દુઃખે દુઃખી અને આપના સુખે સુખી; આપના હિતમાંજ મારૂં હિત સમાયેલું છે. માટે જે હોય તે આ આપની દાસીને જણાવવાની કૃપા કરશો."

પોતાની સ્ત્રીના આવાં વચનો સાંભળીને સાગરશેઠ શાંતિથી બોલ્યા—

" પ્રાણેશ્વરી ! મ્હારા હૃદયની ચિંતાનું કારણ તારાથી ક્યા અજાણ્યું છે ? આ તો વિષા યુવાવસ્થામાં પ્રવેશ કરી ચૂકી છે, તેના વિવાહ માટે તેણીને ઘણુંએ સમજાવી છતાં તે પોતાના નિશ્ચય મૂકતી નથી. માટે હવે

આપણે કાંઈ પણ ઉપાય કરવો જોઈએ. હવે જો તારાથી કાંઇ બની શકે તો સમજાવવા પ્રયત્ન કર." આમ કહી સાગરશેઠે નિ:શ્વાસ નાખ્યો.

"પ્રાણનાથ ! આપ શા માટે ચિંતાતુર થાવ છો. પુત્રી ઘણી ડાહી અને સમજુ છે તેના તરફથી આપણે કોઇ પણ જાતની ચિંતા કરવાનું કારણ નથી. તે પોતાની મેળે યોગ્ય પતિ મેળવી આપને નિવેદન કરશે !" સ્ત્રીએ નમ્રતાથી સાગરશેઠને કહ્યું

"પ્રાણેશ્વરી ! તું કહે છે તેમાં બીલકુલ શક નથી, પણ આપણે તો તેના સારાને માટે તેને યોગ્ય પતિ મેળવી આપી તેનો સંસાર સુખી નીવડે તેવો પ્રયત્ન કરવો એ આપણી ફરજ છે." સાગરશેઠે પોતાની સ્ત્રીને કહ્યું.

"પ્રાણનાથ ! આપનું કહેવું યોગ્ય છે. પણ તેને સમજાવતાં તે પોતાની હઠ છોડતી નથી. છતાં પણ હું તેણીને અત્યારે આપની સમક્ષ બોલાવીને કહું છું." સ્ત્રીએ સાગરશેઠને ધૈર્ય આપીને કહ્યું.

આમ કહી સાગરશેઠની સ્ત્રીએ વિષાને બોલાવવા હાંક મારી, પણ વિષાને બદલે સાગરશેઠનો પુત્ર સમુદ્રદત્ત આવ્યો અને કહ્યું.

"માતાજી ! વિષાનું શું કામ છે ?"

આથી સાગરશેઠે તેને વિષા સંબંધીની સર્વ વાત કહી સંભળાવી.

થોડા સમય પછી સમુદ્રદત્તે સુભટને બોલાવ્યો અને કહ્યું કે હમણાં ને હમણાંજ જઇ વિષાને અહીંયા મોકલ.

"બહુ સારૂં!" કહી સુભટ વિષાને બોલાવવા માટે ચાલતો થયો.

સુભટે વિષા પાસે જઇને સમુદ્રદત્તે કહેલો સંદેશો કહ્યો, તેથી વિષા થોડા સમયમાં જ્યાં આગળ સઘળાં બેઠાં હતાં ત્યાં આવી પહોંચી, અને બાજુ પર બેઠી.

થોડા સમય પછી સાગર શેઠનીસ્ત્રીએ કહ્યું.

"પુત્રી! તને શા માટે બોલાવવામાં આવી છે, અને અમે બધાં અહીં આગળ શા માટે એકઠાં થયા છીએ તે તું જાણે છે?"

"ના, માતાજી! મ્હને શા માટે અહીંયા આગળ બોલાવવામાં આવી છે, તે કૃપા કરીને જણાવો." વિષાએ નમ્રતાથી કહ્યું.

સાગરશેઠની સ્ત્રી બોલે તે પહેલા સમુદ્રદત્ત વચમાં તરતજ બોલી ઉઠ્યો, અને વિષાને કહ્યું:—

"તને અહીં આગળ શા માટે બોલાવવામાં આવી છે તે હું તને કહું છું તે તું સાંભળ—

"બ્હેન! તારી ઉંમર સોળ વર્ષની થઇ. તું યુવાવસ્થામાં પ્રવેશ કરી ચુકી છું. માટે તારો વિવાહ કરી નાંખવામાં આવે તો સારૂં. પિતાજીને તથા માતાજીને તારા વિષે ઘણી

ચિંતા થયા કરે છે. એથી તારો શું વિચાર છે તે જાણુવા માટે અહીંયા તને બોલાવવામાં આવી છે. હવે તારે તે વિષે જે કહેવું હોય તે અત્યારે અહીં આગળ નિવેદન કર.”

“ભાઈ! મેં મ્હારો નિશ્ચય પિતાજીને કહ્યો છે.” વિષાએ કહ્યું.

“શો?” સમુદ્રદત્તે પૂછયું.

“ભાઇ! જયાં સુધી હું મ્હારા લાયક યોગ્ય પતિ નહિ મેળવું ત્યાં સુધી હું લગ્ન કરનાર નથી, અને યોગ્ય પતિ મળેથી જણાવીશ.”

વિષાએ પ્રત્યુતર આપ્યો.

**સમુદ્રદત્ત**—“બ્હેન! આમ હઠ પકડી રાખવી તે ઠીક નાહ. તારા માટે માતપિતા કેટલાબધા ચિંતાતુર રહે છે તેનો જરાય ત્હેં ખ્યાલ કર્યો છે? તને સમજુને આથી વધારે શું કહેવું? પછી તારી ધ્યાનમાં આવે તે કર.”

વિષા—“ભાઇ! તમો કહો છો તે સાચે સાચુંજ છે પણ હું કોઈ સારો સદ્ગુણી વિવેકી પતિદેવ મને મળી જશે એટલે હું તરતજ વિલંબ કર્યા શિવાય આપને નિવેદન કરીશ. કારણુ કે તેની સાથે રહી મ્હારે મ્હારી આખી જીંદગી ગુજારવાની છે, જો પતિ યોગ્ય હોય તો મ્હારો સંસાર સુખરૂપ નિવડે., એવી મારી માન્યતા છે.”

**સમુદ્રદત્ત**—“બ્હેન! તું તારી હઠ ખોટી પકડી

રહી છું. ધારો કે ત્હેં સારો અને સદ્‌ગુણી પતિદેવ મેળવી તેની સાથે લગ્ન કર્યું, પણ જો તે કોઇ દુર્ગુણી અને કાયર નીકળ્યો તો તારૂં શું થવાનું તેનો ત્હેં વિચાર કર્યો છે ?"

વિષા—"ભાઇ ! મ્હારા ભાગ્યમાં થવાનું હશે તે થશે, તેમાં કોઇને દોષ દેવો નકામો છે."

સમુદ્રદત્ત—"બ્હેન ! તું પિતાજીનું કહ્યું માનીને તારી હઠ છોડી દે ! પીતાજી તને કોઇ સારા વિદ્વાન અને સદ્‌ગુણી કુમાર શોધી તેની સાથે તારૂં લગ્ન કરી આપશે, જે માબાપે તને પાળી પોષીને મોટી કરી છે, તે શું કુવે નાખશે ? તને માતપિતા પર વિશ્વાસ નથી આવતો કે શું ? માટે મ્હારૂં કહ્યું માનીને પિતાજીની ઇચ્છાને આધીન થા !"

વિષા—"ભાઇ ! તમે આ શું બોલો છો ? મ્હારી ઇચ્છા વિરૂદ્ધ તમે પરાણે પરણાવવા મને હા પડાવવા માગો છો ?" એમ કહીને વિષા અશ્રુપાત કરવા લાગી.

વિષાને અશ્રુપાત કરતી જોઇને તેની માતાએ વિષાને આશ્વાસન આપીને કહ્યું કે—

"પુત્રી ! આમ રૂવે છે શા માટે ? અમો તારી ઇચ્છા શિવાય આ કાર્ય કરવા માંગતા નથી. પણ તારે તારા પિતાજીનું કહેવું અવશ્ય માનવું જોઇએ. તારી ચિંતા તારા પિતાજીને કેટલી બધી થતી હશે તેનો ત્હેં વિચાર કર્યો છે ? માટે મ્હારૂં કહેવું માનીને તારી પકડેલી હઠને છોડી દે તો સારૂં."

મદિરાવતીએ પણ પોતાના પિતાની આજ્ઞાને માન આપી એક કોડીયા પુરૂષની સાથે લગ્ન કર્યું હતું. તેનાથી તે સર્વ સુખ સંપતિ પામી હતી. આ સાંભળી વિષાએ કહ્યું–" હે માતાજી! તે મદિરાવતી કોણ હતી?"

આ સાંભળી તેની માતાએ કહ્યું—

હે પુત્રી! સાંભળ—

ક્ષિતિપ્રતિષ્ટિત નગરમાં રિપુમર્દન નામનો રાજા રાજ્ય કરતો હતો, તેને મદનરેખા નામની રાણી હતી, તેઓને મદિરાવતી નામની પુત્રી હતી.

એક દિવસ રિપુમર્દન રાજા સભામાં સિંહાસન પર બેસી વિવિધ પ્રકારના પ્રશ્નો સભાજનોને પુછતો હતો, એ-વામાં મદિરાવતી સભામાં આવી, તેથી રાજાએ હર્ષથી પોતાની પાસે બેસાડી. ત્યાર પછી તેણે સભાજનોને પૂછ્યું. "હે સભાજનો! સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ કોની સભા શોભે છે."

રાજાના આવાં વચન સાંભળી સભાજનોએ કહ્યું.–" હે રાજન્! સર્વ રાજાઓમાં શ્રેષ્ટ આપની સભા શોભે છે. કારણ કે આપની સભાના યશોગાન સ્થળે સ્થળે ગવાય છે, તેવા બીજા કોઇ રાજાની સભાના યશોગાન ગવાતા નથી."

સભાજનોના મૂખથી આવાં વચન સાંભળીને મદિરા-વતીથી જરા હસી જવાયું. તેથી રાજાએ તેને પૂછ્યું–" હે પુત્રી! તું શા માટે હસી?"

આ સાંભળીને મદિરાવતીએ કહ્યું—" હે પિતાજી ! મ્હને આ મૂર્ખ સભાજનોના બોલવાથી હસવું આવ્યું કારણ કે આ સભાજનો જે કહે છે તે તમોને ખૂશ રાખવા માટે છે, પરંતુ તે સર્વ અસત્ય છે."

મદિરાવતીના આવાં વચન સાંભળી રાજાએ ફરીથી સભાજનોને પૂછ્યું—" હે સભાજનો ! તમો કોના પ્રસાદથી આવું ઉત્તમ સુખ ભોગવો છો ? " આ સાંભળી સભાજનો એ કહ્યું—" હે રાજન્ ! આપના પ્રસાદથી અમો આવું ઉત્તમ સુખ ભોગવીએ છીએ. "

સભાજનોના આવાં વચન સાંભળી મદિરાવતીએ કહ્યું " હે મૂર્ખ સભાજનો ! તમો રાજાને ખુશ કરવા માટે શા માટે અસત્ય બોલો છો ? જીવ શુભ અથવા અશુભ કર્મના વશથી સારૂં અથવા ખોટું ફળ પામે છે. "

મદિરાવતીના આવાં વચન સાંભળી રાજાએ અતિ કોપાયમાન થઇને તેને પૂછ્યું-" હે પુત્રી ! તું કોનાથી આ સુખ ભોગવે છે ? " ત્યારે મદિરાવતીએ કહ્યું—

" પિતાજી ! મ્હારા પોતાના પુણ્યથીજ આ સુખ ભોગવું છું. કારણ કે જે માણસે પૂર્વ ભવમાં શુભ કર્મ કર્યું હશે, તે માણસ તેના પ્રસાદથી આ ભવમાં સુખ ભોગવે છે. તમે એમ જાણતા હશો કે સર્વ લોકોને હુંજ સુખ આપું છું, તેવા ગર્વિષ્ટ વિચારો તમારા હૃદયમાંથી કાઢી નાંખજો. "

મદિરાવતીના આવાં વચનથી કોપાયમાન થયેલા રાજાએ કહ્યું–" અરે દુષ્ટ પુત્રી ! આ તું શું બોલે છે ? કોના આગળ બોલે છે, તેનું તને જરા પણ ભાન છે ? તું મ્હારી પુત્રી નહિ પણ શત્રુ છે. મ્હારી કૃપાથી દરિદ્રી ધનવાન, અને ધનવાન દરિદ્રી થાય છે. જો તું મ્હારો પ્રસાદ માનીશ તો હું તને ઉત્તમ રાજાની સાથે પરણાવીશ. નહિ તો અત્યંત દુ:ખી પુરૂષની સાથે પરણાવીશ."

આ સાંભળી મદિરાવતીએ હિંમતથી કહ્યું–" હે પિતાજી ! તમો મને મ્હોટા રાજાની સાથે પરણાવશો પણ મ્હારૂં નસીબ નહિ હોય તો તે દરિદ્રી થઇ જશે, અને જો મ્હારૂં નસીબ હશે તો મને દરિદ્રીની સાથે પરણાવશો તો પણ તે રાજા થશે. માટે તમે તમારા ગર્વને છોડી દો."

આ પ્રમાણે સાંભળીને રાજા અતિ કોપાયમાન થયો અને તેને સેવકોને કહ્યું કે–" હે સેવકો ! તમે આ નગરમાંથી દરિદ્રી અને દુર્ભાગી એવા કોઇ પુરૂષને જલ્દી પકડી લાવો." રાજાના કહેવાથી સેવકોએ નગરમાં જઇ જેના શરીરમાંથી પાચ નીકળે છે એવા અને હાથે પગે પાટા બાંધેલા એક દરિદ્રી કોડીયા પુરૂષને પકડી લાવી તેને રાજાની આગળ ઉભો કરીને કહ્યું–" હે રાજન્ ! આપના કહેવાથી આ દરિદ્રી કોડીયા પુરૂષને અહીં આગળ લાવ્યા છીએ."

આ સાંભળી રાજાએ મદિરાવતીને કહ્યું–" હે પુત્રી !

ત્હારા નસીબે ત્હારા માટે આ વર આણેલો છે ! માટે તેની સાથે લગ્ન કર."

રાજાના આવાં વચન સાંભળી મદિરાવતીએ હર્ષથી તરત ઉઠીને તે દરિદ્રી કોડીયાની સાથે લગ્ન કર્યું. ત્યાર પછી રાજાએ તેના સર્વે અલંકારો ઉતારી લઈ તેને પેલા કોડીયા માણસ સહિત પોતાના સેવકો પાસે નગરની બહાર કઢાવી મુકી. અનુક્રમે તે એક દેવમંદિરમાં આવી પહોંચી.

આ વખતે કોડીયાએ કહ્યું-" હે પ્રિયા ! તને મ્હારી સાથે પરણાવી રાજાએ વગર વિચારે આવું સાહસ કેમ કર્યું ? ક્યાં કેરડાનું ઝાડ અને કયાં કલ્પલત્તા ? કયાં રત્નની માળા અને કયાં કાગડો ? તેઓમાં જેવું મ્હોટું અંતર છે તેવું આપણામાં પણ છે. હું પરભવમાં કરેલા કર્મથી ઉત્પન્ન થયેલા કોડવડે પીડા પામેલો છું, અને તું અતિ સૌંદર્યથી ભરપૂર છું. તો ત્હારો અને મ્હારો યોગ સુખાકારી કેવી રીતે થશે ? માટે તું કોઇ મ્હોટા રાજકુંવરને પરણ્ કે જેથી તું સુખી થઈશ."

કોડીયાના આવાં વચન સાંભળી મદિરાવતીએ કહ્યું- " હે સ્વામીનાથ ! આપ આવાં વચન કેમ બોલો છો ? મ્હારા પિતાજીએ મ્હને તમારી સાથે પરણાવી છે, તો ભલે તમે રોગી અથવા નિરોગી, ધનવંત અથવા અધન એવા તમેજ આ લોકમાં મ્હારા પ્રાણનાથ છો, માટે હવેથી આ દાસીના ઉપર દયા કરી ફરી આવું વચન બોલશો નહિ."

મદિરાવતીના વચનથી હર્ષ પામેલો તે કોડીયો થોડીવાર પછી ઉંઘી ગયો, ત્યારે મદિરાવતી પોતાના પતિના પગ ચાંપતી બેઠી હતી. તે વખતે દેવ જેવા કોઇ એક પુરૂષ સહિત એક દેવી ત્યાં આવીને મદિરાવતીને કહેવા લાગી– “ હે બાળા ! તારા પિતાએ તને કોડીયા સાથે પરણાવી તારી દુર્દશા કરી તે જોઈ હું દયાથી તારી પાસે આવી છું; ત્હારા સુખની ખાતર મ્હારી સાથે આ ભાગ્યવાન્ અને સૌંદર્યવાન્ રાજકુંવરને લાવી છું. તેની સાથે તું વિષયસુખ ભોગવ અને આ કોડીયાને ત્યજી દે.”

દેવીના આવાં વચન સાંભળી મદિરાવતિએ નમ્રતાથી કહ્યું–“ હે માત ! તમે મ્હારી દુર્દશા જોઇ. મ્હારી ઉપર દયા કરી આપ અહિં આગળ આવ્યા છો તેથી તમે મ્હારા ઉપર મ્હોટી કૃપા કરી. મેં મ્હારા પિતા અને સર્વ સભાજનોની સમક્ષ આ કોડીયાને પરણી છું તો હવે બીજાને શી રીતે વરૂં ? માટે આ ભવમાં તો કોડીયો મ્હારો પ્રાણનાથ છે. હે દેવી ! ઇંદ્રથી અધિક રૂપવાળો હોય તો પણ આ કોડીયાને મુકી તેને નહી વરૂં. ને આ લોકમાં અને પરલોકમાં આ કોડીયા પુરૂષથીજ સર્વે સુખ પ્રાપ્ત થશે, એ તું નક્કિ જાણજે.”

મદિરાવતીના આવાં વચન સાંભળી દેવી કોપાયમાન થઈ અને તુરત તેને ત્રિશુળ બતાવીને કહ્યું–“ હે મુર્ખી !

તું મ્હારા કહેવા પ્રમાણે કર, નહિં તો હું આ ત્રિશુળવતી તને મારી નાંખીશ."

આ સાંભળી મદિરાવતીએ હિંમતથી કહ્યું-"હે દેવી! હું પ્રાણાંતે પણ શીલનું ખંડન કરીશ નહિ. તું મને થોડીવાર પછી મારી નાખવાની હોય તો જરાપણ વિલંબ કર્યા શિવાય હમણાં મારી નાંખ, પરંતુ હું ત્હારી આજ્ઞા કાળાંતે પણ માનવાની નથી."

આ પ્રમાણે કહી મદિરાવતી આંખ મીચી પંચપરમેષ્ટીનું સ્મરણ કરવા લાગી. થોડી વાર પછી તેણે આંખ ઉઘાડીને જોયું તો પોતાની પાસે ન દીઠી દેવી કે ન દીઠો રાજકુંવર વળી તેણે પેલા કોડીયાને પણ ન દીઠો, પરંતુ સ્વરૂપવાન એવા કોઈ એક બીજા પુરૂષને જોયો. તેથી તે વિચાર કરવા લાગી કે:—"આ તે શું સ્વપ્ન છે કે સાચું છે? મ્હારો કોડીયો પતિ ક્યાં ગયો? આ શું થયું? આ પ્રમાણે વિચાર કરે છે તેટલામાં પેલા પુરૂષે કહ્યું:-"હે કન્યા! મ્હારૂં ચરિત્ર સાંભળ.

વૈતાઢય નામના પર્વત ઉપર મણિપુર નામનું નગર છે, ત્યાંનો હું મણિચૂડ નામનો વિદ્યાધરોનો રાજા છું. એક દિવસ રાત્રીએ નગર ચર્ચા જોવા માટે હું નગરમાં ફરતો હતો તેવામાં મેં સાંભળ્યું કે—જેમ સર્વ ઠેકાણે કાગડા કાળા હોય છે અને સર્વ ઠેકાણે પોપટ લીલા હોય છે; તેમ સર્વ ઠેકાણે સુખી પુરૂષોને

સુખ મળે છે અને સર્વ ઠેકાણે દુઃખીઓને દુઃખ મળે છે. " આ સાચુ હશે કે ખોટુ " એવો વિચાર કરીને હું પરીક્ષા કરવા માટે વિદ્યાના બળથી કોડીયાનું રૂપ લઇને આ નગરમાં આવી ઉભો રહ્યો, એટલામાં રાજાના સેવકો મ્હારી પાસે આવ્યા અને મને પકડી રાજસભામાં લઇ ગયા. ત્યાં રાજાએ ત્હને મ્હારી સાથે પરણાવી, પણ તેનું કારણ હું કાંઇ જાણુનો નથી. તને બહુ દુઃખ ઉપજાવનારી પરીક્ષા મેં કરી હતી, પરંતુ તું શીલરૂપ ઉત્તમ આચારથી જરા પણ ચલાયમાન થઇ નહી, તેથી તને ધન્ય છે. વળી મ્હારા અહોભાગ્ય કે મ્હને શીલ રૂપ અલંકાર ધારણ કરનારી તું સ્ત્રી પ્રાપ્ત થઇછું. "

મણિચૂડ રાજાનાં આવાં વચન સાંભળી મદિરાવતી બહુ હર્ષ પામીને વિચાર કરવા લાગી કે—" અહો ! શીલનું મહાત્મ્ય જગતને આશ્ચર્યકારી દેખાય છે." પછી તેણે પોતાના સ્વામીને કહ્યું:—" સ્વામિનાથ ! આપ મ્હારા અણુધાર્યા પતિ થયા, તે પૂર્વ ભવે કરેલા પુણ્યનું ફળ જાણો." ત્યારપછી મણિચૂડ રાજાએ ત્યાં આગળ એક મહેલ પોતાની વિદ્યાના બળથી બનાવ્યો; તેમાં મદિરાવતી વિદ્યાધર રાજાની સાથે સુખ ભોગવવા લાગી.

એક દિવસ મણિચૂડ રાજાએ મદિરાવતીને પૂછ્યું— " હે પ્રિયા ! ત્હારા પિતાને હું અહિં આગળ આદર સત્કારથી બોલાવુ કે શક્તિથી ? તે કહે. ત્યારે મદિરાવતિએ કહ્યું—" સ્વામિનાથ ! મ્હારા પિતાને અહિં આગળ ખેડુતના

વેષે બોલાવો કે જેથી તેમનો ગર્વ ગળી જાય." ત્યારપછ
મણિચૂડ રાજાએ વિદ્યાના બળથી મ્હોટું સૈન્ય બનાવ્યું અ
એક દૂતને રિપુમર્દન રાજા પાસે મોકલ્યો. તે દૂતે ત્યાં જ
રાજાને કહ્યુ-"હે રાજન્! સાંભળો. મણીપુર નગરને
રાજા મણિચૂડ વિદ્યાધર તમારા ઉપર ચડી આવ્યો છે, માં
જો તમે પોતાનું જીવિત અને રાજ્ય ઈચ્છતા હો તો ત
ખેડુતનો વેષ લઇને મણિચુડ રાજાના પગમાં પ્રેમથી નમ
સ્કાર કરો."

આવાં વચન સાંભળી રિપુમર્દન રાજા કોપ કરી તેને
ઉત્તર આપવા જાય છે તેટલામા પ્રધાને રાજાને કહ્યું કે,-" મ
હારાજ! આ વખત કોપ કરવો કામનો નથી, કારણ કે તે
આપનાથી વધારે બળવાન છે, તેથી તેનું ફળ કાંઇ સારૂં નહિ
આવે. માટે મ્હારૂં કહેવું માનીને પોતાનું અને રાજ્યનું
રક્ષણ કરવા માટે મણિચૂડ રાજાને યોગ્ય રીતે સત્કાર કરી
નમસ્કાર કરો."

પ્રધાનના આવાં વચન સાંભળી રિપુમર્દન રાજાએ કોપ
ત્યજી દીધો અને ખેડુતનો વેષ લઇ મણિચૂડ રાજા પાસે આવી
પ્રણામ કરે છે તેટલામાં મણિચૂડ રાજાએ તેનો ખેડુતનો વેષ
ત્યજી દેવરાવી ઉત્તમ લુગડાં અને ઘરેણાંવડે બહુ સ્નેહથી
સત્કાર કરી માન આપ્યું. ત્યાર પછી રિપુમર્દન રાજાએ મણિ-
ચૂડ રાજાની પાસે બેઠેલી પોતાની પુત્રી મદનાવતીને ઓળખી
તેથી તે બહુ ખેદ પામ્યો.

આથી મદિરાવતીએ કહ્યુ—"હે પિતાજી! તમે ખેદ ન પામો. કારણ કે જેની સાથે તમે મ્હને પરણાવી હતી તેજ આ કોઢિયા પુરૂષ છે. મ્હારા પૂર્વ પૂણ્યને લીધે તે અત્યારે આવા સ્વરૂપવન થયા છે; અને તમારા શરીર ઉપરથી ખેડુતનો વેષ તમણે દૂર કરાવ્યો છે."

મદિરાવતીના આવાં વચન સાભળી રિપુમર્દન રાજાએ આશ્ચર્યચકિત થઇ મણિચૂડ રાજાને પૂછયું:—"હે રાજન્! તમે તમારૂં આશ્ચર્યકારક ચરિત્ર કહો." આ સાંભળીને મણિચૂડરાજાએ રિપુમર્દન રાજાને પોતાનું ચરિત્ર કહી સંભળાવ્યું અને કહ્યું કે— "રાજન્! તમારી પુત્રી ઉત્તમ શીલવાળી હોવાથી તમને ધન્ય છે." આ સાંભળી રિપુમર્દન રાજા બોલ્યો—"મ્હને મ્હારી ભૂલ પ્રત્યક્ષ જણાઇ. દરેક મનુષ્ય પોતાના પુણ્યથીજ આ સુખ ભોગવે છે."

ત્યારપછી મણિચૂડ રાજા પોતાના સસરા રિપુમર્દન રાજાને સત્કારપૂર્વક માન આપી મદિરાવતીને સાથે લઇ મણીપુર નગરમાં ગયો, ત્યાં મદિરાવતી પુણ્યના પ્રભાવથી વિવિધ પ્રકારના ઇચ્છીત સુખો ભોગવતી; જિનધર્મનુ આરાધન કરવા લાગી. અનુક્રમે જિનધર્મનુ આરાધન કરતી તે મદિરાવતી ઉત્તમ ગતિ પામી.

આ પ્રમાણે પોતાની માતાના મૂખથી મદિરાવતીની વાર્તા સાભળવાથી વિદ્યાનું હૃદય પીગળ્યું. તેથી વિદ્યાએ કહ્યુ કે—

" પિતાજી ! મ્હારૂં વેવિશાળ તમારી મરજીમાં આવે તે પુરૂષની સાથે કરશો તેમાં મને અડચણ નથી. "

આ સાંભળીને સાગરશેઠે વિષાને સંતોષકારક જવાબ આપ્યો કે, " પુત્રી તું કહે છે તે પ્રમાણે કરવાને હું તૈયાર છું અને આજથી હવે હું તારા વિવાહ માટે તારા લાયક યોગ્ય પતિની તપાસમાં રહીશ."

વિષા—" પિતાજી! મેં આપની તથા મ્હારા ભાઈની આજ્ઞા માની નહિ તેથી હું આપની પાસે ક્ષમા માગું છું."

સાગરશેઠ—"પુત્રી ! છોરૂં કછોરૂં થાય તેમાં કંઇ હરકત નહિ. પણ જ્યારે ભુલ કરનારને પોતાની ભૂલ માલુમ પડે છે ત્યારે તે અવશ્ય ઠેકાણે આવે છે, તેવીજ દશા આજે તારી પણ થઈ હતી, પણ તેં આજ્ઞા માનીને તારી હઠ છોડી દીધી તેથી હું તારા પર ઘણો ખુશી થયો છું."

આ સાંભળીને સમુદ્રદત્ત બોલ્યો:—

" બ્હેન ! ત્હેં માતાજીની આજ્ઞાને માન આપી તારી પકડેલી હઠને તીલાંજલી આપી છે તેથી હું તારા પર પ્રસન્ન થયો છું. "

આ પ્રમાણે સાગરશેઠની પુત્રી વિષાએ પોતાની હઠ મૂકી દેવાથી સાગરશેઠનું કુટુંબ આનંદ પામવા લાગ્યું, અને પછી પોતપોતાના [illegible] માટે ત્યાંથી વિખરાઇ ગયું.

## પ્રકરણ ૮ મું.

### પ્રપંચજાળ.



પ્રભાત થયું હતું. સૂર્યના કિરણોથી સર્વ ઠેકાણે ઉજાસ જણાતો હતો. કુકડાઓ કયારના પ્રભાત થયાની સૂચનાઓ કરી રહ્યા હતા, અને પક્ષીઓ પોતાના માળામાંથી નીકળી શોરબકોર કરી રહ્યાં હતાં. વાડીઓ મધુર સ્વરવાળા પક્ષીઓના સ્વરથી આનંદ આપતી હતી. કેટલાએક લોકો પ્રભાતમાં પ્રભાતીયાં તથા સ્તવનો ગાતાં હતાં, કેટલીએક સ્ત્રીઓ કુવેથી પાણી ભરીને માથા ઉપર બેડાં લઈને પોતાના ઘર તરફ જતી હતી, અને કેટલીએક સ્ત્રીઓ કુવે પાણી ભરવા પણ જતી હતી. કેટલાએક લોકોના ઘરમાંથી વલોવવાનો અવાજ આવતો હતો, અને કેટલાએકના ઘરમાંથી ઘંટી ફેરવવાનો ધ્વનિ સંભળાતો હતો. વિદ્યાર્થિઓ પોતાનો પાઠ વાંચતા હતા, અને કેટલાક વાંચવાની તૈયારીઓ કરતા હતા. ઉદ્યમી લોકો પોતાના ધંધે વળગ્યા હતા, અને આળસુ વ્યસની લોકો નિરાંતે નિદ્રા લેતા હતા. કેટલાએક દુકાનદારો પોતાની દુકાને જતા હતા, અને કેટલાએક દુકાનદારો પોતાની દુકાનને સાફસુફ કરવામાં મચ્યા હતા. ગોવાળીઆઓ

પોતાની ગાયો, ભેંસો, બકરાં ઈત્યાદિ પશુઓને જંગલ તરફ લઈ જતાં દૃષ્ટિગોચર થતાં હતાં.

આ વખતે દૂરથી એક ઘોડેસ્વાર તેના અશ્વને પૂર જોશથી ચલાવતો ચલાવતો આ ગામ તરફ આવતો જણાતો હતો. થોડીવાર પછી તે ઘોડેસ્વાર ગામમાં આવી પહોંચ્યો. અને પોતાના ઉતારા તરફ ચાલ્યો ગયો. તે આવેલા ઘોડેસ્વારની ઉમ્મર પચાસથી પંચાવન વર્ષની હશે, એમ તેના ચહેરા ઉપરથી જણાઇ આવતું હતું. તે આવેલો ઘોડેસ્વાર કોણ હશે તે જાણવાની વાંચકગણને ઈચ્છા થઇ હશે, તો અહીંયાં સ્પષ્ટ જણાવવું જોઈએ કે તે ઘોડેસ્વાર આપણો પરિચિત રાજગૃહ નગરનો સાગરશેઠ હતો. તે પોતાનું ગોકુળ જોવાને માટે જે ગામમાં દામન્નક રહેતો હતો તે ગામમાં આવ્યો હતો. હવે અહીં આગળ તે સાગરશેઠ પોતાના ઉતારેથી તેનું ગોકુળ જોવાને માટે ગયો. ગોકુળમાં બધે બરાબર તપાસ કરીને તે સાગરશેઠ પોતાના ઉતારા તરફ પાછો જતો હતો તે વખતે તેના જોવામાં દામન્નક આવ્યો, તેથી તે રસ્તામાં ખચકાઇને ઉભો રહ્યો, વિસ્મય પામ્યો ને વિચાર કરવા લાગ્યો કે:—

" આ કાંતિમય પુત્ર કોનો હશે ? હું ઘણીએ વખત ગોકુળ જોવાને માટે આવું છું પણ આને મેં કોઇ વખત પણ જોયો નથી. માટે લાવને કોઈને પૂછીને તેના વિષે

ખાતરી તો કરી જોઉં. આથી તે સાગરશેઠે તે ગામમાં રહેનારા એક માણસને પોતાની પાસે બોલાવ્યો, અને તે માણસને દામન્નકને બતાવીને સાગરશેઠે પૂછ્યું.

"ભાઈ! પેલો કોનો પુત્ર છે?"

"શેઠજી! તેના વિષે મને ખબર નથી, પણ મ્હારા જાણવામાં છે કે તે અનાથ અને એકલો આ ગામમાં આવ્યો હતો." તે માણસે પ્રત્યુત્તર આપ્યો.

"હાલ તે કોને ત્યાં રહે છે?"

"શું આપને ખબર નથી? તે તમારા ગોવાળને ત્યાં રહે છે."

"શું મ્હારા ગોવાળને ત્યાં?" શેઠે આશ્ચર્ય થઈને પૂછ્યું."

"હા! તેના પર ગોવાળને દયા આવવાથી તેને પુત્ર કરી રાખ્યો છે." તે માણસે કહ્યું.

આ પ્રમાણે તે માણસના કહેવાથી સાગરશેઠ ગાભરા બની જઈને તે માણસને કહ્યું કે—"ભાઇ! તું મ્હારી મશ્કરી તો નથી કરતોને?"

"હું તો સાચે સાચું જ કહું છું! છતાં પણ જો તમને આ વિષે ખાતરી ના થતી હોય તો પેલા સામેથી ગોવાળીયાઓ આવે છે તેમને પૂછીને ખાત્રી કરી જુઓ!" એમ કહીને તે માણસ ત્યાંથી ચાલતો થયો. શેઠે તરત [illegible] પેલા

ગોવાળીયા સાગરશેઠની નજીક આવ્યા એટલે તે સાગરશેઠે ગોવાળીયાને પોતાની પાસે બોલાવ્યા, અને દામન્નકને બતાવીને પૂછ્યું:—

"ભાઇઓ પેલો કાંતિમય પુત્ર કોનો છે?"

ત્યારે તે ગોવાળીયાઓએ કહ્યું:–"શેઠજી! એ અનાથ અને એકલો હોવાથી તેના પર દયા લાવીને તમારા ગોવાળે તેને પોતાનો પુત્ર કરી રાખ્યો છે." આથી તે સાગરશેઠે ગોવાળીયાઓને પૂછ્યું:—

"તેના માતાપિતા કોણ છે, તે વિષે તમે કાંઇ જાણો છો?"

"ના! તેની અમને બીલકુલ ખબર નથી" એમ કહીને તે ગોવાળીયાઓ ચાલ્યા ગયા. તે ગોવાળીયાઓના મુખે આ વાત સાંભળીને સાગરશેઠે વિચાર્યું કે અવશ્ય મારા ઘરનો માલીક થનાર તે બાળક તો નહિ હોય? પણ તે બાળકને તો મેં ચાંડાલને મારી નાખવા માટે સોંપ્યો હતો. શું ચાંડાલે તેના પર દયા લાવીને તેને છોડી મૂકયો નહિ હોય? ના! ચાંડાલે તો અવશ્ય તેને મારી નાખેલો હોવો જોઇએ, કારણ કે તેણે મ્હને આંગળીનો કકડો બતાવ્યો હતો તેથી તેને મારી આજ્ઞાનું પાલન કરેલું હોવુંજ જોઇએ? તોપણ તેની સંપૂર્ણ ખાત્રી તો કરવી જોઇએ. આમ વિચાર કરીને તે સાગરશેઠે દામન્નકને પોતાની પાસે બોલાવ્યો, પણ દામન્નકને ખબર ન હતી કે આ સાગરશેઠ પોતેજ છે. તેથી દામન્નક સાગરશેઠની પાસે ગયો, અને પૂછ્યું:–

"શેઠજી ! આપે મને શા માટે બોલાવ્યો ?"

**સાગરશેઠ**—"કુમાર ! તારા વિષે હું તને થોડાક પ્રશ્ન પૂછવા માગુ છું."

**દામન્નક**—"શેઠજી ! મ્હારા વિષે તમારે જે કાંઈ પૂછવું હોય તે પૂછો."

**સાગરશેઠ**—"હે કુમાર ! તું કયા રહે છે ?"

**દામન્નક**—"આ ગામમાં ગોવાળને ત્યાં રહીને મારૂં જીવન ગુજારૂં છું."

**સાગરશેઠ**—"તું ગોવાળનો પુત્ર છું ?"

**દામન્નક**—"ના તે મ્હારા પાલક પિતા છે."

**સાગરશેઠ**—"શું ગોવાળ તારો પાલક પિતા ! તે શી રીતે થયો."

**દામન્નક**—"શેઠજી ! તે વાત સંભાળવાથી તમને શું ફાયદો છે ?"

**સાગરશેઠ**—"હે કુમાર ! તું આમ કેમ બોલે છે, તેની મને કાંઈ સમજણ પડતી નથી. માટે હું તને આગ્રહ પૂર્વક કહું છું કે ભય રાખ્યા શિવાય જે બીના હોય તે કહે, તે બીના સાંભળવાની મ્હારી તીવ્ર ઈચ્છા છે."

શેઠનો આગ્રહ તથા સાંભળવાની ઇચ્છા જાણી દામન્નકે કહ્યું:—

"શેઠજી ! હું દુઃખી હાલતે હોવાથી મ્હારા પર દયા

લાવીને ગોવાળ પોતાના ઘેર મને લઈ ગયો, અને તે ગોવાળને કંઈપણ સંતાન નહિ હોવાથી મને ગોવાળે પોતાનો પુત્ર કરી રાખ્યો છે."

**સાગરશેઠ**—"શું તારા માતાપિતા હયાત નથી ?"

**દામન્નક**—"ના ! તે મને બાલ્યાવસ્થામાં મૂકીને ગુજરી ગયા હતા."

**સાગરશેઠ**—"તારૂં કોઈપણ સગુ વહાલું તો હશેને?"

**દામન્નક**—"ના ! પણ મ્હારા પિતાએ તેમના મિત્રને મ્હારી ભલામણ કરી હતી. જ્યારે મ્હારા પિતા મૃત્યુ પામ્યા ત્યારપછી હું તેમના મિત્રને ઘેર આનંદથી મ્હારૂં જીવન ગુજારતો હતો, પણ શેઠજી ! મ્હારા ભાગ્યમાં દુઃખ ભોગવવાનું બાકી હોવાથી મ્હારા પિતાના મિત્રે મ્હારા પર ત્રાસ વર્તાવી, મને મારી નાખવા માટે ચાંડાલને સોંપ્યો હતો, પરંતુ તે દયાળુ ચાંડાલને મ્હારા પર દયા આવવાથી મને જીવતો છોડી મૂકયો. ત્યારપછી હું રખડતો રખડતો આ ગામમાં આવી ચડયો, ત્યાં મને ગોવાળે જોયો. ગોવાળને મ્હારાપર દયા આવવાથી તે મને પોતાને ઘેર લઈ ગયો, અને મને પોતાનો પુત્ર કરીને રાખ્યો. ગોવાળને ઘેર રહી, હું જિનાલયમાં જિનપૂજા કરી અને ગાયોને ચરાવીને મારૂં જીવન આનંદથી પસાર કરૂં છું."

આ પ્રમાણે દામન્નકના મુખેથી સાંભળવાથી સાગરશેઠે વિચાર્યું કે—"જરૂર આ બાળક તેજ હોવો જોઇએ !"

પણ સાગરશેઠના હૃદયમાં શંકા થઈ આવવાથી વિચાર્યું કે "રખેને કોઈ બીજો આ કુમાર હોય તો!" માટે તેને બરાબર પૂછીને સંપૂર્ણ ખાત્રી તો કરી જોવા દે. આથી તે સાગરશેઠે દામન્નકને પૂછયું.

"તારૂં નામ શું?"

"દામન્નક"

"તારા પિતાનું નામ."

"મણિયાર શેઠ"

"તારૂં નગર કયું"

"રાજગૃહ"

"તારા પિતાના મિત્રનું નામ શું"?

"સાગરશેઠ" દામન્નકે ખચકાઈને કહ્યું,"

હવે સાગરશેઠને સંપૂર્ણ ખાતરી થવાથી તેના હૃદયમાં ધ્રાસકો પડયો, અને વિચાર કર્યો કે-હવે તેનો કોઈ પણ પ્રકારે અંત લાવવો જોઈએ. પછી સાગરશેઠે થોડીવાર સુધી વિચાર કરીને દામન્નકને કહ્યું કે-"હે કુમાર! તું મ્હારૂં એક અગત્યનું કાર્ય છે તે કરીશ."

"શેઠજી! તમે જે ફરમાવશો તે કરવાને હું તૈયાર છું." દામન્નકે જવાબ આપ્યો.

દામન્નકના મૂખથી આવાં વચન સાંભળી તે સાગરશેઠ હર્ષમાં આવી ગયો. અને ત્યારપછી સાગરશેઠે એક પત્ર લખીને

દામન્નકને આપીને કહ્યું કે–તું રાજગૃહ નગરમાં સાગરશેઠના ઘેર જઇ આ પત્ર તેમના પુત્ર સમુદ્રદત્તને આપી આવ."

સાગરશેઠનું નામ સાંભળતાની સાથેજ દામન્નક ચમકયો; પણ હિંમત રાખીને તેણે વિચાર્યું કે–" શું સાગરશેઠ આતો નહિ હોય ? "

અવશ્ય આ સાગરશેઠ હોવાજ જોઇએ ? મેં શેઠને ઓળખ્યા વગર મ્હારી સઘળી હકીકત કહી સંભળાવી, તથા શેઠને પત્ર આપી આવવાની હા પાડી, તો હવે મ્હારે શું કરવું ? પણ ખેર, કંઇ નહિ. કોઇપણ જાતની ચિંતા કર્યા શિવાય તેમનું કાર્ય તો અવશ્ય કરવું. મ્હારાથી બોલેલું વચન પ્રાણાંતે મિથ્યા થશે નહિ, ખાલી ફોગટની ચિંતા કરે શું વળવાનું છે ? જે ભાગ્યમાં હશે તે થશે ?

ત્યારપછી તે દામન્નક સાગરશેઠની આજ્ઞા માનીને શેઠે આપેલો પત્ર લઇને ગોવાળને ત્યાં ગયો, અને સાગરશેઠ સાથે થયેલી સઘળી હકીકત ગોવાળને કહી સંભળાવી. ત્યારપછી દામન્નક રાજગૃહ નગર તરફ ચાલતો થયો.

દામન્નકના ગયા પછી સાગરશેઠ હર્ષમાં આવી બોલ્યો કે, તેણે મને ઓળખ્યો નથી. તેને કયાં ખબર છે કે એ પત્રમાં એનું મોત છે ? જો મને ઓળખ્યો હોત તો મને તેની સઘળી હકીકત કહેત નહિ, અને મ્હારૂં ધારેલું કાર્ય સંપૂર્ણ રીતે પાર ઉતરત નહિ. ત્યારપછી તે સાગરશેઠ ગોકુળમાં તેના ઉતારા તરફ આનંદ પામતો ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૯ મું.



## વિષા.




જગૃહ નગરમાં સાગરશેઠના ભવ્ય મકાનની પાસે એક સુશોભિત જિનાલય આવેલું હતું. તે જિનાલયની પાસે એક મનોહર ઉદ્યાન આવેલું હતું. તે ઉદ્યાનમાં એક બાજુપર વિવિધ જાતનાં વૃક્ષો આવેલાં હતાં. અને બીજી બાજુપર ગુલાબ, મોગરો, જાસુદ, ચંબેલી વિગેરે ઘણી જુદી જુદી જાતનાં સુંદર પુષ્પવૃક્ષો આવેલાં હતાં. તેથી તે ઉદ્યાનની શોભા અલૌકિક દેખાતી હતી.

સવારના નવેક વાગ્યાનો સમય થયો હતો દામન્નક ક્રમે ક્રમે મુસાફરી કરતો સામેના રસ્તા પરથી આ સુશોભિત જિનાલય તરફ આવતો હતો. થોડીવાર પછી તે જિનાલય પાસે આવી પહોંચ્યો. અને તે સુશોભિત જિનાલયને જોતાં તેના હર્ષનો પાર ના રહ્યો. પછી તે દામન્નક જિનાલયની શોભા જોતો જોતો જિનાલયની અંદર દર્શન કરવાને માટે ગયો. અને વિધિપૂર્વક દર્શન તથા સ્તુતિ કરીને તે જિનાલયની અલૌકિક કારીગરીનું મનન કરતો કરતો જિનાલયની બહાર આવ્યો. પણ તેને જિનાલયની પાસે આવેલા ઉદ્યાનને જોવાનો વિચાર થવાથી તેણે ઉદ્યાનની અં-

દર પ્રવેશ કર્યો, અને ઉદ્યાનની શોભા જોવા લાગ્યો. અનુક્રમે તે ઉદ્યાનની શોભા જોતો જોતો ગુલાબ, મોગરો, જાસુદ, ચંબેલી વિગેરે સુંદર પુષ્પવૃક્ષની પાસે આવી પહોંચ્યો, અને બોલ્યો કે:—

"અહા ! આ સુંદર પુષ્પો કેવાં ખીલી રહ્યાં છે ! અને તેની ખુશબો કેવી મઝાની આવે છે !" આમ બોલીને તે દામન્નક ઉદ્યાનની શોભા નિહાળતો ચાલ્યો જતો હતો. અનુક્રમે તે એક વૃક્ષની પાસે આવી પહોંચ્યો. પણ તેને થાક લાગેલો હોવાથી તે વૃક્ષ નીચે આરામ લેવા બેઠો. મધુર ઠંડા અનિલના વાથી તે ત્યાં તરતજ નિદ્રાવશ થઈ ગયો.

થોડો સમય વીત્યા બાદ સાગરશેઠની સોળ વર્ષની પુત્રી વિષા તેની સખીની સાથે જિનાલયમાં દર્શન કરવાને માટે આવી. તેણે જિનાલયમાં જઇ વિધિપૂર્વક દર્શન તથા સ્તુતિ કરીને તે તેની સખીના સાથે જિનાલયની બહાર નિકળી. જિનાલયની બહાર નીકળ્યા પછી વિષાએ તેની સખીને કહ્યું— "સખી ! આજે ઉદ્યાનમાં જઈશું કે ?"

'હા ! બ્હેન' સખીએ પ્રત્યુત્તર આપ્યો.

ત્યારપછી વિષા તેની સખીને સાથે લઇને ઉદ્યાનની અંદર ગઇ.

વિષા તથા તેની સખી ઉદ્યાનની શોભા જોતી જોતી ગુલાબ, મોગરો, જાસુદ, ચંબેલીનાં પુષ્પને સારી રીતે ખીલેલાં જોઈને વિષાની સખી બોલી.

"બ્હેન ! જુઓ તો ખરાં! આ ગુલાબ કેવું મઝાહનું ખીલેલું છે। વળી આ મોગરાની ખૂશબો કેવી મઝાની આવે છે?"

આ સાંભળીને વિષાએ કહ્યું—" સખી ! આજે ઉદ્યાનની અંદરના પુષ્પવૃક્ષોની શોભા અલૌકિક જણાય છે."

ઉદ્યાનની શોભા જોતી જોતી વિષા તથા તેની સખી જે વૃક્ષ નીચે દામન્નક નિદ્રાવશ થયો હતો તે વૃક્ષ પાસે આવી ત્યાં તેઓએ વૃક્ષ નીચે દામન્નકને સૂતેલો જોયો.

આથી વિષાને તેની સખીએ પૂછ્યું—" બ્હેન ! આ કોણ હશે ? ને આ ઉદ્યાનમાં કેમ આવ્યો હશે ?"

" તેની મને શી ખબર ! પણ જણાય છે તો કોઇ ઉત્તમ પુરૂષ." વિષાએ પ્રત્યુત્તર આપ્યો.

દામન્નકનું ભવ્ય કપાળ તથા સૌંદર્ય જોતાંજ વિષા તેનાપર મોહિત થઇ ગઇ, અને હૃદયમાં વિચાર કરવા લાગી. " અહા કેવું સુંદર સ્વરૂપ ! કેવી મનોહર આકૃતિ ! આ કુમાર કોણ હશે ? કયાંથી અહીંયા આવ્યા હશે ? અને તે કયાં જવાના હશે ?"

વિચારમાં પડેલી વિષાને જોઇને તેની સખીએ કહ્યું:— " બ્હેન શું વિચાર કરો છો ?"

**વિષા**—" કાંઇ નહિ !"

**સખી**—" ના, ના, સાચું કહોને ! તમારા મુખારવિંદ પરથી સ્પષ્ટ માલમ પડે છે કે તમે કંઇ ઉંડા વિચારમાં છો !"

વિષા—" સખી ! જોતો ખરી કેવું અદ્ભુત સૌંદર્ય છે ? "

સખી—" બ્હેન ! તેમાં આપણે શું ? એવા ખોટા વિચારો કરવા નહિ ! ચાલો હવે અહીંયાથી ચાલ્યાં જઇએ."

વિષા—" સખી ! મારા દિલની વાત તારાથી છાની હોય નહિ ! સાંભળ, હું આ દેવ જેવા કુંવરને જોતાંજ તેના પર મોહિત થઈ ગઈ છું, અને હૃદયથી પ્રેમ અર્પી ચૂકી છું. "

સખી—" બ્હેન ! એક અજાણ્યા પુરૂષને ઓળખ્યા વગર આગળ પગલું ભરવું એ તમને શોભતું નથી. "

વિષા—" સખી ! તેમાં તું શું જાણે ? હીરાની પરીક્ષા તો ઝવેરી કરે. તેમનું ભવ્ય કપાળ તથા કાંતિ પરથી સ્પષ્ટ જણાય છે કે તે કોઇ ઉત્તમ પુરૂષ છે, તેમાં બીલકુલ શક નથી. "

સખી—" વારૂ બ્હેન ! તમને ગમ્યું તે ખરૂં ! પણ તમારા પિતાજી આ વાતનો સ્વીકાર કરશે ? "

વિષા—" હા ! અવશ્ય પિતાજી સ્વીકાર કરશે. તે માટે ત્હારા હૃદયમાં જરા પણ શંકા લાવીશ નહિ."

સખી—" જેવી આપની મરજી. "

વિષા તથા તેની સખી બન્ને જણાંએ દામન્નકની છેક નજીક ઉભાં રહીને દામન્નકની બારીક તપાસ કરવા માંડી, પણ એટલામાં વિષાની દૃષ્ટિ દામન્નકની પાઘડીમાં ખોસેલા એક પત્ર પર પડી તેથી વિષાએ દામન્નકની પાઘડીમાંથી

**સાચવી**–ધીમે રહીને પત્ર કાઢી લીધો, અને પત્રને વાંચવા માટે ખોલી જોતાં તે પત્ર પોતાના પિતાએ તેના ભાઈપર લખેલો હતો. તેથી તે પત્ર વિષાએ વાંચવા માંડયો.

**સંવત......ચિરંજીવી સમુદ્રદત્ત.**

જત લખવાનું કે હું ખુશીથી પહોંચ્યો છું. વિશેષમાં જણાવવાનું કે આ પત્ર લાવનાર કુમાર **વિષ** આપવાને યોગ્ય છે, માટે મ્હારી સખ્ત આજ્ઞા છે કે જલ્દિથી તેમ કરવું. મને તારા પર સંપૂર્ણ ખાત્રી છે કે તું તારા પિતાની આજ્ઞાને વિલંબ કર્યા શિવાય તરતજ અમલમાં મૂકીશ.

લી૦ ત્હારા પિતા **સાગરશેઠ.**

આ પ્રમાણે સાગરશેઠની પુત્રી વિષાએ પત્રમાં લખેલું વાંચ્યું તેથી તેની સખીએ કહ્યું–" બ્હેન ! આમાં તો તમારા પિતાએ આ કુમારને વિષ આપવાનું લખ્યું છે. તો હવે થશે કેમ ? "

**વિષા**—" સખી ! આમાં અવશ્ય ગુપ્ત ભેદ છે. અરે, મ્હારા પિતાને આવી દુર્બુદ્ધિ કયાંથી સુજી ? શું આવા દેવ જેવા કુંવરને વિષ આપવું યોગ્ય છે ? ના, ના, તેને વિષ આપવું યોગ્ય નથી. વિદ્યુત્પ્રભાએ તેના શરણે આવેલા સાપને બચાવ્યો હતો, તેવી રીતે હું પણ આ કુમારને બચાવીશ, અને તેની સાથે લગ્ન કરી સુખ પામીશ. "

**સખી**—"બ્હેન ! તે વિદ્યુત્પ્રભા કોણ હતી ? અને તેણે સાપને કેવી રીતે બચાવ્યો હતો."

વિષા—"હે સખી ! સાંભળ–

આ ભરતક્ષેત્રમાં અલકાપુરી સમાન એવો કુશાર્ત નામે દેશ છે. તેમાં સ્થળાશ્રય નામે ગામ છે. તે ગામમાં અગ્નિ-શર્મા નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેને જ્વલનશિખા નામની સ્ત્રી હતી, અને અતિ સૌંદર્યવાળી સદ્ગુણોથી ભરપુર એવી વિદ્યુત્પ્રભા નામની તેને પુત્રી હતી. જ્યારે વિદ્યુત્પ્રભાની ઉંમર આઠ વર્ષની થઇ તે વખતે પૂર્વ કર્મના દોષથી તેની માતા મૃત્યુ પામી. આથી ઘરના સર્વ કાર્યનો બોજો તેના માથે આવી પડયો.

વિદ્યુત્પ્રભા પોતાની માતાના મૃત્યુ પામ્યા પછી દરરોજ સવારમાં વ્હેલી ઉઠી ઘરમાં પાણી, વાસીદુ કરતી, ત્યાર પછી રસોઇ વિગેરેનું કામ કરી દરરોજ પોતાની ગાયો ચારવા માટે ગામની બહાર જંગલમાં જતી હતી, અને બપોર વખતે ગાયો ચરાવીને પાછી લઇ ઘેર આવતી હતી. ઘેર આવ્યા પછી દૂધ દોહી પોતાના પિતાને જમાડતી. અને પોતે જમતી હતી. જમ્યા પછી વાસણ કુસણ માં-જીને સર્વ કામથી મુક્ત થઇ તે પાછી ગાયો ચારવા માટે જતી. સંધ્યા વખતે પાછી ઘેર આવી તે અવસરનું કાર્ય કરી રાત્રીએ પોતાના પિતાના સુઇ ગયા પછીજ તે સુઇ જતી.

આ પ્રમાણે તે હંમેશાં પોતાના ઘરનું કાર્ય કરતી હતી. તેનાથી ઘરનો આટલો બધો ભાર ઉપાડી શકાતો ન હતો, છતાં પણ તે બિચારીને કર્યા વગર છુટકો ન હતો તેથી તે પોતાના મનમાં ખેદ પામતી હતી.

એક વખત તે બહુ ખેદ પામવાને લીધે પોતાના પિતાને કહેવા લાગી કે, " હે પિતાજી! હવેથી આ ઘરનો બોજો મારાથી ઉપાડી શકાતો નથી, માટે હવે આપ કોઈ સારા કુળમાં જન્મ પામેલી ઉત્તમ લક્ષણવાળી કન્યાનીસાથે લગ્ન કરો કે જેથી હું મુક્ત થાઉં, અને સુખેથી મારા દિવસો પસાર કરૂં."

પુત્રીના મૂખેથી આવાં વચન સાંભળી અગ્નિશર્માએ વિચાર કર્યો કે-" પુત્રી કહે છે તે સાચું છે? તેનાથી આટલી નાની ઉંમરે આટલો બધો ઘરનો ભાર શી રીતે સહન થાય. માટે મારે ઉત્તમ કુળવાળી કન્યાની સાથે લગ્ન કરી તેને તેમાંથી મુક્ત કરવી."

આમ વિચારી અગ્નિશર્માએ કહ્યું-" હે પુત્રી! તું કહે છે તે સાચું છે, કારણ કે સ્ત્રી વિના ઘર કદાપી પણ શોભતું નથી. ઘરને સુંદર રીતે દિપાવનાર પણ સ્ત્રીજ છે. માટે તારૂં કહેવું માનીને આજથી હું કોઈ ઉત્તમ કુળની કન્યાની સાથે લગ્ન કરવા માટે શોધમાં રહીશ, અને તને ઘરના ભારથી મુક્ત કરીશ."

ત્યાર પછી અગ્નિશર્મા બ્રાહ્મણ કન્યાની શોધ કરવા લાગ્યો. અનુક્રમે શોધ કરતાં તેને એક ઉત્તમ કુળની કન્યા મળી આવી, તેથી તેને તે કન્યાની સાથે લગ્ન કર્યું. અગ્નિશર્માની આ નવી સ્ત્રી સુખની ઇચ્છાવાળી તેમજ આળસવાળી હતી, તેથી તે ઘરનું કાંઇ પણ કામકાજ કરતી નહતી.

તેથી વિદ્યુત્પ્રભા વિચાર કરવા લાગી કે—" ધિક્કાર છે ! ધિક્કાર છે ! અહા ! મ્હને એવી કયાંથી બુદ્ધિ સુજી કે મેં પિતાજીને લગ્ન કરવાનું કહ્યું. અહા ! મ્હારા પિતાજી આ નવી સ્ત્રી પરણીને લાવ્યા પણ તે કાંઇ પણ ઘરનું કામ કરતી નથી, અને પગ ઉપર પગ ચડાવી રાત્રી દિવસ સુખે બેસી રહે છે. મ્હારે પહેલાં પિતાજીનું કામતો કરવું પડતું હતું, તેમાં વળી આ બીજુ નવી માતાનું કામ કરવાનું પણ માથે આવી પડયું. મેં પરભવમાં શાએ પાપ કર્યા હશે કે હું અત્યારે આટલુ બધું દુઃખ ભોગવું છું, અને હજુ પણ કયાં સુધી મ્હારા ભાગ્યમાં આવા દુઃખો ભોગવવાના બાકી રહ્યા છે. આવી રીતે અનેક પ્રકારના વિચારો કરતી તે વિદ્યુત્પ્રભા અનુક્રમે બાર વર્ષની થઇ.

એક દિવસ તે પોતાની ગાયોને ચારવા માટે ગામ બહાર જંગલમાં ગઇ, અને ત્યાં તે એક વૃક્ષ નીચે આરામ લેવા બેઠી એટલામાં તેને નિંદ્રા આવી ગઇ. આ વખતે સામેથી ઉતાવળો ઉતાવળો એક મ્હોટો કાળો સાપ તેની

પાસે આવ્યો, અને તેને વિદ્યુત્પ્રભાને ઉઠાડી, મનુષ્યની ભાષાથી તે કહેવા લાગ્યો–

"હે બાળા! તું મ્હારાથી જરા પણ ભય પામીશ નહિ, પરંતુ મ્હારૂં એક વચન સાંભળ. હું આ વનમાં નાગરૂપે કેટલા સમયથી રહું છું. કેટલાક ગારૂડી લોકો આ વનમાં આવીને મને પકડવાનો ઉપાય કરવા લાગ્યા વાતની ખબર પડી, તેથી હું ભય પામી નાસીને અહિં આગળ અત્યારે તારે શરણે આવ્યો છું. તે પાપી ગારૂડી લોકો મ્હારી પાછળ આવે છે, તેઓ મને પકડીને કરંડીયામાં નાંખીને લઇ જશે તેથી હું મહા દુઃખ પામીશ. હે બાળા! તે માટે તું તે પાપી ગારૂડી લોકોથી મ્હારૂં રક્ષણ કર, તેથી તને પરોપકારનું બહુ પુણ્ય થશે. માટે જરા પણ વિલંબ કર્યા શિવાય મને તારા ખોળામાં મૂકી ઉપર ઓઢવાનું વસ્ત્ર ઢાંકીને તું મ્હારૂં રક્ષણ કર."

સર્પના આવાં વચન સાંભળીને વિદ્યુત્પ્રભા પોતાના મનમાં વિચાર કરવા લાગી કે–"મેં પૂર્વ ભવમાં કાંઇ પણ પુણ્ય કર્યું નથી, તેથી હું આ ભવમાં તો દુઃખ ભોગવું છું; અને વળી આ ભવમાં જો પુણ્ય નહિં કરૂં તો પરભવને વિષે શી રીતે સુખ પ્રાપ્ત કરીશ?"

આ પ્રમાણે વિચાર કરી તે બાળાએ પોતાના હૃદયમાં કિંચિત્ માત્ર પણ ભય રાખ્યા શિવાય તે સર્પને પોતાના ખોળામાં લઇ વસ્ત્રથી ઢાંકીને સંતાડી દીધો. તેટલામાં પેલા

ગારૂડી લોકો સર્પને શોધતાં શોધતાં ત્યાં આવી ચડયા અને તે બાળાને પુછવા લાગ્યાં કે–" હે બાળા ! તે અહિંથી કોઇ સર્પને જતાં દીઠો " ?

આથી વિદ્યુત્પ્રભા બોલી–" હે ગારૂડી લોકો ! હું તો અહિં મ્હારૂં મુખ વસ્ત્રથી ઢાંકીને સુતી છું. માટે તમો પુછો છો તે હું જાણુતી નથી. "

વિદ્યુત્પ્રભાના આવાં વચન સાંભળી સર્વે ગારૂડી લોકો પરસ્પર કહેવા લાગ્યા કે–" અરે ! એટલા મ્હોટા કાળા નાગને જોઇ આ બાળા શું અહિં આગળ ઉભી રહે ખરી ? જો તેણે તે કાળા નાગને જોયો હોત તો ક્યારનીએ તેનાથી ભય પામીને નાશી ગઇ હોત. માટે તેની સાથે વધારે વાત કર્યા શિવાય ચાલો નાહે, તો તે નાગ ઘણે દૂર ચાલ્યો જશે. ને આજની આપણી મહેનત ફોગટ જશે, માટે સત્વર ચાલો." આવી રીતે કહી તે સર્વે ગારૂડી લોકો સર્પને જવાના માર્ગને જોતા જોતા ચારે દિશાઓ તરફ શોધવા માટે ચાલી નીકળ્યા.

ગારૂડી લોકોના ગયા પછી તે બાળાએ સર્પને કહ્યું– " હે ભદ્ર ! હવે તું બહાર નીકળ, કારણ કે ત્હારા શત્રુ ગારૂડી લોકો અહિં આગળથી તને શોધવા માટે આગળ ચાલ્યા ગયા છે. "

આવી રીતે તે બાળાએ વારંવાર સર્પને કહ્યું પણ

જ્યારે સર્પ બહાર નીકળ્યો નહિ, એટલે તે બાળાએ પોતાના ખોળામાં જોયું તો સર્પને દીઠો નહિ.

આથી તે વિસ્મય પામીને વિચાર કરવાં લાગી કે- " અહો ! એ સર્પ ક્યાં જતો રહ્યો ? શું કોઇ દેવ સર્પનું સ્વરૂપ લઈ મ્હારી પરિક્ષા કરવા તો નહિ આવ્યો હોય ? "

આ પ્રમાણે તે બાળા વિચાર કરે છે, તેટલામાં આકાશ વાણી થઇ કે-" હે મહા ભાગ્યશાળી બાળા ! ત્હારા ધૈર્યથી હું પ્રસન્ન થયો છું, માટે મનને ઇચ્છિત એવું વરદાન માગ. " આ પ્રમાણે કહેતો એવો કોઈ દેવ તત્કાળ ત્યાં પ્રકટ થયો.

આથી તે દેવને જોઈ વિદ્યુત્પ્રભા બાળાએ કહ્યું-" હે સુરેશ્વર ! જો તમે મ્હારા પર પ્રસન્ન થયા હો તો તાપમાં ચરતી એવી મ્હારી ગાયોને તાપની પીડા ન થાય તેમ કરો ? "

આથી તે દેવે તેના ઉપર તત્કાળ નંદનવન સરખું એક વન તૈયાર કર્યું. પછી તે દેવે વિદ્યુત્પ્રભાને કહ્યું-" હે પુત્રી ! તું જ્યાં જ્યાં જઈશ, ત્યાં ત્યાં ત્હારી સાથે આ સર્વ રૂતુના ફળ ફુલવાળું આ વન આવશે. આ વનનાં ફુલ અને ફળ મનને પ્રિય લાગે એવાં અને અમૃતથી પણ અધિક સ્વાદ-વાળાં છે. એટલું જ નહિ પરંતુ તે સર્વે વૃક્ષો મનોવાંચ્છિત વસ્તુને આપનારાં છે એમ તું જાણજે. હે બાળા ! મેરૂ પર્વત ઉપર રહેલા નંદન વનમાં જેવી રીતે દેવાંગનાઓ ક્રીડા કરે

છે, તેવી રીને તું પણ આ વનમાં ક્રીડા કર, અને કાંઇ કષ્ટ આવી પડે ત્યારે મ્હારૂં સ્મરણ કરજે."

એમ કહી તે દેવ પોતાનાં સ્થાનકે ચાલ્યો ગયો.

પછી તે બાળા મનમાં આનંદ પામવા લાગી, અને તે ઉદ્યાનના વૃક્ષનાં ફળોનું ભક્ષણ કરી વિચાર કરવા લાગી કે—"અહો ! થોડો ઉપકાર કરવાથી મ્હને આવું અદભુત ફળ થયું, તો જેઓ સર્વ રીતે ઉપકાર કરનાર છે તેઓને કેટલું બધું ફળ પ્રાપ્ત થતું હશે ?"

આવી રીતે વિચાર કરતી. મનમાં આનંદ પામતી તે બાળા સંધ્યા સમયે ગાયોને લઇ ઉપર રહેલા દિવ્ય ઉપવન સહિત પોતાને ઘેર આવી, ત્યારે તેની નવી માતાએ કહ્યું:—

"હે પુત્રી ! જમવાનો વખત થયો છે માટે તું જમી લે."

આથી તે બાળાએ કહ્યું—"હે માતા ! મ્હને આજે શરીરે સારૂં નથી માટે જમવું નથી."

તે બાળા હંમેશાં પોતાની ગાયો જંગલમાં ચારવા લઇ જતી, અને દિવ્ય વનની નિચે અપ્સરાની માફક ક્રીડા કરતી હતી

એક વખતે તે વિદ્યુત્પ્રભા કલ્પવૃક્ષની છાયામાં નિંદ્રા લેતી હતી. તે વખતે પાટલીપુત્ર નગરનો રાજા જિતશત્રુ પોતાની સેના સહિત યાત્રા કરવા માટે નિકળ્યો હતો, તે જ્યાં આગળ વિદ્યુત્પ્રભા નિંદ્રા લેતી હતી; ત્યાં આગળ આવી પહોંચ્યો.

(જિતશત્રુ રાજાએ નંદનવન સમાન છાયાવાળા તે વનને જોઈ પોતાની સેના સહિત ત્યાં આગળ પડાવ કર્યો. ત્યાર પછી જિતશત્રુ રાજા એક આંબાના વૃક્ષ નીચે સિંહાસન ઉપર બેઠો, અને પોતાના સેવકોને આજ્ઞા કરી કે હાથી, ઘોડા, બળદ વિગેરે પશુઓને આ વૃક્ષોની ડાળ સાથે બાંધી દો. તેથી સેવકોએ પશુઓને વૃક્ષોની ડાળો સાથે બાંધી દીધા. અને શસ્ત્રાદિ સર્વ સામગ્રી પણ વૃક્ષોની ડાળોએ લટકાવી દીધી.

એવામાં વિદ્યુત્પ્રભા સૈન્યના શબ્દથી જાગી, અને આમ તેમ જોવા લાગી તો તેણે હાથીના ભયથી પોતાની ગાયોને દૂર નાસી ગયેલી દીઠી. તેથી તે પોતાની ગાયોને પાછી વાળવા માટે ઉઠી. અને દોડવા લાગી. તેટલામાં તેની સાથે તે વન પણ દોડવા લાગ્યું. તેથી વૃક્ષની ડાળોની સાથે બાંધેલા હાથી, ઘોડા, વિગેરે પશુઓ પણ દોડવા લાગ્યાં.

આ પ્રમાણે સર્વને દોડતા જોઇ જિતશત્રુ રાજાએ પ્રધાનને કહ્યું-"હે પ્રધાન! હાથી, ઘોડા, વિગેરે પશુઓ સહિત આ વન કેમ દોડે છે? માટે તેનો તપાસ કરો."

રાજાની આજ્ઞાથી પ્રધાન તપાસ કરે છે, તો તેને ઉદ્યાન સહિત દોડતી વિદ્યુત્પ્રભા બાળાને દીઠી. તેથી બુદ્ધિમાન પ્રધાને વિચાર કર્યો કે-"આ બાળાના આ કાંઇ અપૂર્વ મહિમા દેખાય છે."

તેથી પ્રધાન તે બાળાની પાસે જઈ કહેવા લાગ્યો કે-"હે બાળા! તું પાછી વળ, ત્હારી નાશી ગયેલી

ગાયોને હું પાછી લાવી આપું છું. શાથી કે ત્હારા દોડવાથી આ વન દોડે છે, જેથી અમારા રાજા વિગેરે માણુસો ભયભીત થયા છે. તું પાછી વળીશ એટલે વન પાછું વળશે, તેથી હાથી, ઘોડા, વિગેરે પશુઓ પણ પાછા વળશે, તેથી રાજા વિગેરે માણુસો શાંત થશે."

. પ્રધાનનાં આવાં વચન સાંભળી તે બાળા પાછી વળી એટલે તે ઉદ્યાન પણ તે બાળાની સાથે પાછું વળી પોતાને સ્થાને આવ્યું. રાજાની આજ્ઞાથી સેવકો ગાયોને ત્યાં આગળ લાવ્યાં, અને સર્વ જેમ હતું તેમ શાંત થઈ ગયું.

પછી પ્રધાને કહ્યું-"હે રાજન! આપે જે અપૂર્વ આશ્ચર્ય જોયું, તે આ બાળાનો પ્રભાવ છે" રાજા પણ અતિ મનોહર લાવણ્યવતી તે બાળાને જોઈ તેના પર મોહિત થઈ ગયો. તેથી રાજાએ પ્રધાનને તે વિષે સર્વ વાત કહી..

આથી પ્રધાને તે બાળાને કહ્યું-"હે બાળા! તું આ જિતશત્રુ રાજાની સાથે લગ્ન કરી, ત્હારા મનુષ્ય જન્મને સફલ કર."

આ સાંભળીને બાળાએ લજ્જાથી તેનું મુખ નીચું કરીને કહ્યું-"હે પ્રધાન! તમે કહ્યું તે યોગ્ય છે. જો તમે આ કાર્યને કરવા ઇચ્છતા હોય તો, આ પાસેના ગામમાં અગ્નિશર્મા નામનો બ્રાહ્મણ રહે છે, તે મ્હારો પિતા થાય છે, તેને તમો તમારા કાર્યને વિષે પુછો."

આ સાંભળીને પ્રધાને ગામમાં જઇ અગ્નિશર્મા બ્રાહ્મણ પાસે તેની પુત્રીનું રાજાને માટે માગું કર્યું. આથી અગ્નિશર્માએ કહ્યું–" હે પ્રધાન ! આ મ્હારા પ્રાણ પણ રાજાના છે, તો પછી કન્યાદિ વસ્તુ હોય તેમાં તો શું કહેવું."

એમ કહીને પ્રધાન સહિત તે બ્રાહ્મણ પોતાની પુત્રીને સાથે લઇ વનમાં રાજાની પાસે આવ્યો, ત્યાં રાજાને આશિર્વાદ આપી રાજાની સામે બેઠો. ત્યારપછી અગ્નિશર્મા બ્રાહ્મણ સાથે થયેલી સર્વે વાતચીત પ્રધાને રાજાને કહી. તેથી કાળ વિલંબને નહિ સહન કરતા એવા તે જિતશત્રુ રાજાએ તત્કાળ બ્રાહ્મણની સમક્ષ તે બાળાનું ગાંધર્વ વિવાહથી લગ્ન કર્યું. તે બાળાના ઉપર નંદનવનના સરખું ઉદ્યાન શોભતું હતું, તેથી રાજાએ તે બાળાનું નામ 'આરામ શોભા' પાડયું. અને અગ્નિશર્મા બ્રાહ્મણને બાર ગામ ઇનામ આપ્યા.

જિતશત્રુ રાજા તે આરામશોભાને હાથી ઉપર બેસાડી પોતાના નગર તરફ જવા નીકળ્યો. અને અતિ રળીયામણું તે ઉદ્યાન, છત્રની પેઠે તેઓની સાથે આકાશ માર્ગે ચાલવા લાગ્યું.

અનુક્રમે મુસાફરી કરતો જિતશત્રુ રાજા નગરની બહાર આવી પહોંચ્યો. લોકોએ નગરને ઉત્તમ રીતે શણગારી દીધું. પછી રાણી સહિત રાજાને નગરમાં પ્રવેશ કરતો જોઇ સ્થાને સ્થાને એકઠા થયેલા નગરવાસી માણસો આશ્ચર્ય

પામીને પરસ્પર વાતો કરવા લાગ્યા કેઃ- " આ રાજાને ધન્ય છે, કે પરભવમાં પુણ્ય કર્યું હશે કે, જેથી તેમને આવી અત્યંત સ્વરૂપવાળી સ્ત્રી પ્રાપ્ત થઇ છે."

આ પ્રમાણે લોકોના મૂખથી વચનો સાંભળતો જિતશત્રુ રાજા આરામશોભા સહિત મનમાં આનંદ પામતો પોતાના મહેલમાં આવ્યો. નંદનવન સમાન તે ઉદ્યાન પણ રાજાના મહેલની ઉપર આકાશમાં સ્થિર થઇને રહ્યું. પછી આરામશોભા રાણીની સાથે સુખે ભોગ ભોગવતા એવા તે રાજાનો કેટલોક કાળ લીલા માત્રમાં ચાલ્યો ગયો.



## પ્રકરણ ૧૦ મું.

### કારસ્થાન.



એક દિવસ અગ્નિશર્મા બ્રાહ્મણની નવી સ્ત્રીએ એક પુત્રીનો જન્મ આપ્યો. અનુક્રમે તે પુત્રી યુવાવસ્થામાં આવી, ત્યારે તેની માતા વિચાર કરવા લાગી કે– "જો આરામશોભા મૃત્યુ પામે તો રાજાની સાથે મ્હારી પુત્રીના લગ્ન કરૂં. માટે તે શોકયની પુત્રીને કોઇ પણ ઉપાયથી મારી નાખું." આમ વિચાર કરી તેણે અગ્નિશર્માને કહ્યું.

**સ્ત્રી**—"હે સ્વામીનાથ! આપણે કોઇ દિવસ પણ આરામશોભા પુત્રીને માટે શ્રેષ્ઠમોદક વિગેરે વસ્તુ મોકલી નથી."

**અગ્નિશર્મા**—"હે પ્રિયે! તું કહે છે તે સત્ય છે! પણ આરામશોભાને ત્યાં એવી વસ્તુઓની કંઇ કમીના નથી, તે તો એનાથી પણ ઉત્તમ વસ્તુઓનું સેવન કરે છે."

**સ્ત્રી**—"હે સ્વામીનાથ! તમો કહો છો કે તેના ત્યાં કંઈપણ કમીના નથી. પણ પુત્રી માતાપિતા પાસે વસ્ત્ર, ભોજન વિગેરે વસ્તુઓની ઈચ્છા કરે છે, માટે મ્હારો વિચાર એવો છે કે તેને સારૂં મોદક વિગેરે કાંઈપણ ખાવાની વસ્તુ મોકલવી જોઈએ."

**અગ્નિશર્મા**—" હે પ્રિયે ! ત્હારો વિચાર એમ હોય તો પુત્રીને માટે ઉત્તમમાં ઉત્તમ મોદક બનાવ."

**સ્ત્રી**—હે સ્વામીનાથ ! તે વાતમાં મને કાંઇપણ કહેવું નહિ પડે."

અગ્નિશર્માએ આ પ્રમાણે કહેવાથી તે દુષ્ટ સ્ત્રીએ તરતજ વિષ મિશ્રિત મોદકો તૈયાર કર્યા. અને તે સર્વ મોદકોને એક ઘડામાં નાંખી, મોઢું બંધ કરી તે દુષ્ટ સ્ત્રીએ તેના પતિને કહ્યું–સ્વામીનાથ! તમારે ત્યાં આગળ જઇને આ ઘડો પુત્રી શિવાય બીજા કોઇને આપવો નહિ. અને તેને કહેવું કે આ મોદકો ત્હારા માટે બનાવ્યા છે, માટે ત્હારે પોતાનેજ ખાવા; બીજા કોઇને પણ આપવા નહિ. કારણ કે જો તે મોદક બીજાને ખાવા આપીશ તો તે સારા નહિ થયા હોય તો રાજ્યકુળમાં અમારી હાંસી થશે. અમો ગમે તેટલા તોએ ગામડાના રહેવાશી રહ્યા. તેથી સરસ મોદક બનાવવાનું ચાતુર્ય ક્યાંથી હોય ? "

અગ્નિશર્મા બ્રાહ્મણ તે સ્ત્રીના કપટને નહિ જાણતો હોવાથી મોદકના ભરેલા ઘડાને લઇને ત્યાંથી ચાલી નીકળ્યો. અનુક્રમે તે મુસાફરી કરતો કરતો નગરની બહાર આવી પહોંચ્યો. તેને થાક લાગ્યો હોવાથી આરામ કરવા માટે એક મ્હોટા વૃક્ષની નિચે શીતળ છાયામાં બેઠો. થોડીવાર પછી તે નિદ્રાવશ થઈ ગયો.

અહિં આગળ પેલા નાગકુમાર દેવે અવધિજ્ઞાનથી વૃક્ષ નીચે સૂતેલા બ્રાહ્મણને જોઈ વિચાર કર્યો કે-“ આ બ્રાહ્મણ નગરમાં શા માટે જાય છે ? હા, મ્હારા જાણવામાં આવ્યું. આરામશોભાને મારવા માટે તેની ઓરમાન માતાએ વિષમિશ્રિત મોદકો આપી. આ બ્રાહ્મણને મોકલ્યો છે, પરંતુ એ પુત્રીનો પિતા હું વિદ્યમાન છતાં પરભવે મેળવેલા પુણ્ય યોગથી તેને મરણનું દુઃખ કેમ થશે ? એ કન્યાએ પરભવમાં બહુ પુણ્ય કરેલું છે, તેથી તેને કોઈ મારવાને સમર્થ નથી. ”

આ પ્રમાણે વિચાર કરીને નાગકુમાર દેવતાએ ઘડામાંથી વિષમિશ્રિત મોદકોને લઈ લીધાં અને તેમાં બીજા અમૃતસમાન સ્વાદવાળા દિવ્ય મોદકો મૂકયા. ત્યાર પછી અગ્નિશર્મા બ્રાહ્મણ જાગી ઉઠયો, અને ઘડો લઇ રાજદ્વારે આવ્યો. ત્યાં પ્રતિહારે તેને આવેલો જાણી રાજાને કહ્યું: “ હે સ્વામિન્ ! આરામશોભા રાણીના પિતા રાજદ્વારે આવ્યા છે, તે આપના દર્શનની ઇચ્છા કરે છે. જો આપની આજ્ઞા હોય તો તેડી લાવું. ”

આ સાંભળી રાજાએ કહ્યું-“ તેમને અહિં જલ્દી તેડી લાવ.” આથી તરતજ પ્રતિહાર રાજદ્વારે જલ્દી અગ્નિશર્મા બ્રાહ્મણને રાજા પાસે તેડી ગયો. અગ્નિશર્માએ ત્યાં આવી આશિર્વાદ આપી રાજાની આગળ ઘડો મૂકયો.

રાજાએ પ્રથમ કુશળ સમાચાર પૂછ્યા અને કહ્યું– "આમાં શું લાવ્યા છો"?

ત્યારે બ્રાહ્મણે કહ્યું–" સ્વામીન્ ! મ્હારી પુત્રીના સારૂ તેની માતાએ મોદક બનાવીને મોકલ્યા છે તે લાવ્યો છું."

આ સાંભળીને રાજાએ તે ઘડાને આરામશોભા પાસે મોકલાવી દીધો, અને પોતે પણ બ્રાહ્મણ સહિત આરામશોભાના મંદિરમાં આવ્યો, ત્યાં તે રાણીએ આપેલા આસન પર બેઠા.

ત્યાર પછી આરામશોભાએ કહ્યું–" હે સ્વામિન્ ! આપ આજ્ઞા આપો તો હું આ ઘડાને ઉઘાડું."

ત્યારે રાજાએ કહ્યું–" હે પ્રિયા ! તું ત્હારી ઈચ્છા પ્રમાણે તે ઘડાને ઉઘાડ."

રાજાની આજ્ઞાથી આરામ શોભાએ ઘડો ઉઘાડયો, તો તેમાંથી એવી સુગંધ આવવા માંડી કે સઘળું રાજમંદિર સુગંધીવાળું થઈ ગયું. આથી રાજા વિચાર કરવા લાગ્યો કે– " શું આ મોદકો અમૃત રસથી બનેલા છે કે દેવ સાહ્યથી થયેલા છે."

આમ વિચાર કરી તેણે આરામશોભાને કહ્યું–"હે પ્રિયા ! આ ઉત્તમ સુગંધીદાર એક એક મોદક ત્હારી બ્હેનો ( શોકયો ) ને આપ." રાજાની આજ્ઞાથી આરામશોભાએ પોતાની સર્વ શોકયોને એક એક મોદક આપ્યો. તેથી તે મોદકને ખાઇને સંતોષ પામી સર્વ શોકયો કહેવા લાગી કે–

"અહો ! આરામશોભાની માતાને ધન્ય છે, કે તેણે પુત્રી સારૂં કેવાં સરસ મોદકો બનાવીને મોકલ્યાં છે."

ત્યાર પછી અગ્નિશર્મા બ્રાહ્મણે રાજાને કહ્યું–"હે રાજન્ ! આપ મ્હારી પુત્રીને મ્હારી સાથે મારે ઘેર મોકલો શાથી કે તેની માતા તેને વારંવાર સંભારે છે."

આથી રાજાએ કહ્યું–તમો નક્કિ ભોળા સ્વભાવના છો. રાજાની સ્ત્રીઓ સૂર્યને પણ નથી જોઈ શકતી તે તમે કયાં નથી જાણતાં."

આ પ્રમાણે રાજાના વચનો સાંભળી તે અગ્નિશર્મા રાજાની રજા લઈ પોતાના ઘેર આવ્યો, અને સર્વ વાત પોતાની નવી સ્ત્રીને કહી. તેથી દુષ્ટ સ્વભાવવાળી તે સ્ત્રી વિચાર કરવા લાગી કે–"ધિક્કાર છે ! ધિક્કાર છે ! કે જે મેં થોડું વિષ નાંખીને મોદક મોકલ્યા તેથી તે બચી ગઈ. હવે હું બીજું વધારે વિષ નાંખીને પકવાન બનાવીને મોકલું, કે જેથી તે મૃત્યુ પામે."

આ પ્રમાણે વિચાર કરી તે દુષ્ટ સ્ત્રીએ વધારે વિષ નાંખી તૈયાર કરેલું પકવાન એક ઘડામાં ભરી તે ઘડાનું મોઢું બંધ કરી તે પોતાના પાતને આપ્યો અને કહ્યું– "સ્વામિનાથ ! આ ઘડો પણ પુત્રીને આપી આવો."

અહા ! પાપી માણસો શું ના કરી શકે ? બ્રાહ્મણ અનુક્રમે ચાલતાં ફરી પણ તેજ વૃક્ષની નીચે આવીને સૂતો. ત્યાં તે નિંદ્રાવશ થયો, એટલે દેવતાએ પહેલાંની માફક

વિષવાળું પકવાન લઇ બીજું સુંદર પકવાન મૂકયું. પછી બ્રાહ્મણે રાજમંદિરમાં જઇ તે ઘડો રાજાને આપ્યો. રાજાએ ઘડો ઉઘાડયો તો પહેલાં કરતાં વધારે સરસ પકવાન નીકળ્યા, તેથી તેની કીર્તિ બહુ થવા લાગી. બ્રાહ્મણે ફરી ઘેર આવી સર્વ વાત પોતાની સ્ત્રીને કહી.

તે સાંભળી દુષ્ટ સ્ત્રી ખેદ કરતી વિચાર કરવા લાગી કે–" અહો ! આ વખતે વધારે વિષ નાંખીને પકવાન બનાવીને મોકલ્યા છતાં પણ તે મૃત્યુ પામી નહિ. માટે હવે તાળપુટ વિષ મિશ્રિત પકવાન તૈયાર કરી મોકલું."

આ પ્રમાણે વિચાર કરી તેણે વિષ મિશ્રિત પકવાન તૈયાર કરી ઘડામાં ભરી પોતાના પતિને કહ્યું–" સ્વામીનાથ ! તમારે આ વખતે પુત્રીને આપણે ઘેર તેડી લાવવી, કારણ કે પુત્રી પહેલી વખતે પોતાના પિતાને ઘેર પ્રસવ કરે છે. જો કદાપી રાજા પુત્રીને ન મોકલે તો તમારે રાજાને તમારૂં પાણી દેખાડવું."

આ પ્રમાણે તેની સ્ત્રીની શીખામણ સાંભળી તે બ્રાહ્મણ ઘડો લઈ ચાલતો થયો. અને તેજ વૃક્ષ નીચે આવીને સૂઇ ગયો. ત્યાં દેવતાએ ઘડામાંથી વિષ મિશ્રિત પકવાન લઈ ઉત્તમ પકવાન મૂક્યા. બ્રાહ્મણે ઘડો લઇ રાજાને આપ્યો. રાજાએ ઘડો ઉઘાડયો તો તેમાંથી એવા સરસ પકવાન નીકળ્યા તેથી તે જશ પામ્યો.

પછી બ્રાહ્મણે રાજાને કહ્યું—" હે રાજન્ ! આપ મ્હારી ગર્ભવંતી પુત્રીને મારે ઘેર મોકલો. કારણ કે પુત્રી પહેલી વખત પિતાને ઘેર પ્રસવ કરે છે."

આ સાંભળીને રાજાએ કહ્યું—" એ વાત કદાપી બનશે નહિ ! શાથી કે રાજાની સ્ત્રી પોતાના પિતાને ઘેર જઇ બાળકને જન્મ આપે."

આથી બ્રાહ્મણે પોતાના પેટ ઉપર છરી અડકાડીને કહ્યું—" જો આપ મ્હારી પુત્રીને નહિ મોકલો તો હું અહિં આગળ મૃત્યુ પામીશ."

આથી પ્રધાને રાજાને કહ્યું કે—" હે મહારાજ ! એ બ્રાહ્મણની બુદ્ધિ બહેર મારી ગઈ છે, તેથી તે અવશ્ય મૃત્યુ પામશે અને બ્રહ્મહત્યા લાગશે. માટે રાણીને તેની સાથે મોકલો." પ્રધાનનાં કહેવાથી રાજાએ સત્ય માન્યું અને મ્હોટી સામગ્રી કરી આરામશોભાને તે બ્રાહ્મણની સાથે વિદાય કરી.

અહિં આગળ બ્રાહ્મણીએ પોતાના ઘરના પાછલા ભાગમાં એક કુવો ખોદાવી રાખ્યો. અને પોતાની પુત્રીને એક ભોંયરામાં રાખી. અગ્નિ સમો બ્રાહ્મણ પોતાની આરામશોભા પુત્રી સહિત પોતાના ગામમાં આવ્યો. ઉદ્યાન સહિત આવેલી આરામશોભા અહિં આગળ સુખે રહેવા લાગી. અનુક્રમે તણે દેવ સમાન એક પુત્રને જન્મ આપ્યો.

એક દિવસ એવું બન્યું કે આરામશોભાની સર્વ દાસીઓ કાંઇ કાર્યને માટે બહાર ગઇ હતી. તે વખતે આરામ શોભા તેની ઓરમાન માતાની સાથે ફરતી ફરતી ઘરના પાછલા ભાગમાં આવી, ત્યાં તેણે કૂવાને જોઇ પૂછયું કે— "હે માતા ! અહિં આગળ આ કુવો શા માટે ખોદાવ્યો છે ?"

આ સાંભળીને દુષ્ટ મનવાંળી ઓરમાન માતાએ કહ્યું— "પુત્રી ! એ કુવો ત્હારા માટે ખોદાવ્યો છે; કારણ કે પાણી લાવવા માટે ત્હારે દૂર જવું પડે નહિ તે માટે મેં એ કુવો ખોદાવી રાખ્યો છે."

ભોળા હૃદયની આરામશોભાએ ઓરમાન માતાનો દુષ્ટ વિચાર જાણ્યો નહિ, તેથી તે કુવાની પાસે જઈ નીચું મુખ કરી કુવાને જોવા લાગી, તે વખતે દુષ્ટ મનવાંળી ઓરમાન માતાએ ધક્કો દઇ તેને કુવામાં ફેંકી દીધી.

આરામશોભાએ કુવામાં પડતાં પડતાં પેલા વરદાન આપનારા દેવતાનું સ્મરણ કર્યું, તેથી તે દેવતાએ કુવામાં આવી તેને હાથવડે ઝીલી લીધી. અને તે દેવતાએ કુવામાં એક પાતાળગૃહ બનાવી તેમાં આરામ શોભાને રાખી. ઉદ્યાન પણ તેની પાછળ કુવામાં આવ્યું.

આરામશોભાને કુવામાં નાંખી દીધા પછી તેની ઓરમાન માતાએ પોતાની સગી પુત્રીને આરામશોભાનો વેશ પહેરાવી દીધો. તે વખતે આરામ શોભાની સર્વે દાસીઓ બહારથી ત્યાં આગળ આવી પહોંચી. તેણે કાંઇક ઓછા

લાવણ્યવાળી, આસમાન શરીરવાળી તે પુત્રીને આરામશોભા જાણીને પૂછયું.

"હે મહારાણી! આજે તમારૂં શરીર શોભા વિનાનું કેમ દેખાય છે."

આ સાંભળીને કૃત્રિમ આરામશોભાએ કહ્યું–"હે દાસીઓ! હું નથી જાણુતી કે મ્હારે શરીરે શો રોગ ઉત્પન્ન થયો કે જેથી મ્હારૂં સ્વરૂપ આવું થઈ ગયું." તેનાં આવા વચન સાંભળી દાસીઓએ તે વાત તેની માતાને જણાવી, એટલે તો કપટથી ભરેલી તે બ્રાહ્મણુ સ્ત્રી ત્યાં આગળ આવીને આ પ્રમાણે વિલાપ કરવા લાગી:–"હાય! હાય! મ્હારૂં સઘળું લુંટાઈ ગયું! મ્હારી આરામશોભા પુત્રીની આ શી દશા થઈ? હે પુત્રી! તને કોઇની દૃષ્ટિ લાગી છે કે પ્રસૂતિનો રોગ થયો છે! અરે વિધાતા! મ્હારી સર્વે આશા નાશ પામી." આવી રીતે વિલાપ કરતી તે સ્ત્રીએ કપટથી સારૂં થવા માટે ઘણાં ઉપાયો કર્યાં, પણ ફાયદો થયો નહિ; કારણુ કે શરીરનો રંગ આસમાન હોય તે શી રીતે નાશ પામે?

પાટલીપુત્ર નગરથી જિતશત્રુ રાજાએ તેના પ્રધાનને આરામશોભાને તેડવા માટે સ્થલાશ્રય ગામમાં બ્રાહ્મણુને ત્યાં મોકલ્યો. તેથી તે પ્રધાન બ્રહ્મણુને ત્યાં આવ્યો, તેથી કૃત્રિમ આરામશોભા પણુ તેની દાસીઓ સહિત પ્રધાનની સાથે પાટલીપુત્ર નગરમાં જવા માટે સ્થલાશ્રય ગામમાંથી વિદાય થઇ.

કૃત્રિમ આરામશોભાની સાથે ઉદ્યાનને આવતું નહિ જોવાથી દાસીઓએ તેને પૂછયું–" હે મહારાણી ! આપની સાથે ઉદ્યાન કેમ નથી આવતું ? "

આથી રાણીએ કહ્યું-તે કુવામાં પાણી પીવા માટે ગયું છે, તેથી તે પાછળ આવશે, માટે તેની રાહ ન જોતાં તમે આગળ ચાલવા માંડો. "

રાણીન આવાં વચન સાંભળી સર્વ દાસીઓ આગળ ચાલવા લાગી; અને અનુક્રમે મુસાફરી કરતાં કરતાં કૃત્રિમ આરામશોભા પોતાના સર્વ પરિવાર સહિત પાટલીપુત્ર નગરની બહાર આવી પહોંચી. એટલે જિતશત્રુ રાજાએ હર્ષથી મ્હોટા મહોત્સવથી તેને નગરમાં પ્રવેશ કરાવ્યો.

જિતશત્રુ રાજા અતિ સ્વરૂપવાન પુત્રને જોઈ હર્ષ પામવા લાગ્યો, અને શરીરની શોભા રહિત રાણીને જોઇ તેને પૂછયું –" હે પ્રિયા ! ત્હારા શરીરે આ શું થયું ? આ સાંભળીને તેણે કહ્યું–" હે સ્વામીનાથ ! મને શરીરે કાંઈ રોગ થયો છે, તેથી મ્હારા શરીરની આ દશા થઈ છે. " રાજાએ નંદનવન સમાન મનોહર ઉદ્યાનને તેની સાથે આવેલું નહિ જોવાથી તેને પૂછયું–" હે પ્રિયા ! નંદનવદન સમાન મનોહર ઉદ્યાન કેમ નથી દેખાતું ? " આથી કૃત્રિમ આરામશોભાએ કહ્યું–" હે સ્વામીનાથ ! તે ઉદ્યાન કુવામાં પાણી પીવા ગયું છે ? માટે જ્યારે હું તેને બોલાવીશ ત્યારે તે અહિં આગળ આવશે. "

રાણીનાં આવાં વચન સાંભળી રાજા વિચાર કરવા લાગ્યો કે–" આ આરામશોભા પૂર્વે હતી તે છે કે બીજી છે ? તેની સંપૂર્ણ ખાતરી તો કરવી જોઇએ." આમ વિચાર કરી તે કૃત્રિમ આરામશોભાની બારિકાઈથી તપાસ કરવા લાગ્યો.

એક દિવસ જિતશત્રુ રાજાએ કૃત્રિમ આરામશોભાને કહ્યું:–" હે પ્રિયા ! હવે પેલા મનોહર ઉદ્યાનને અહિં આગળ લાવ !" આ સાંભળી આરામશોભાએ કહ્યું–" અવસર આવે તેને લાવીશ." આરામશોભાના આવાં વચન સાંભળી રાજાને સંપૂર્ણ ખાતરી થઇ કે " આ પોતે આરામશોભા નથી, પણ બીજી કોઇ સ્ત્રી છે."

કુવાની અંદર પાતાળ ગૃહમાં રહેલી સાચી આરામશોભાએ પુત્ર વિયોગથી દેવતાને કહ્યું–" હે તાત્ ! મને પુત્રના વિયોગથી બહુ પીડા થાય છે, માટે આપ તેનો કાંઈ પણ ઉપાય કરો કે, હું પુત્રને જોઉં."

આ સાંભળી દેવતાએ કહ્યું–" હે પુત્રી ! તું મ્હારા પ્રભાવથી પુત્રને જોઇશ, પરંતુ ત્હારે સૂર્યોદય પહેલાં અહિં આગળ પાછું આવવું, જો તું નહિં આવે તો હું તને હવે પછીથી દર્શન નહિ આપું. અને ત્હારા માથાની વેણુમાંથી મૃત્યુ પામેલો સર્પ પડતો જોવામાં આવે, ત્યારે ત્હારે અવશ્ય માનવું કે મ્હારૂં દર્શન નહિ થાય." ત્યારપછી આરામશોભા દેવતાના પ્રભાવથી રાજભુવનમાં પોતાનો પુત્ર સૂતો હતો, ત્યાં આવી અને તેણે પોતાના પુત્રને ખોળામાં લઈ ઘણીવાર સુધી રમ-

ડયો, પછી પુત્રને તેની જગ્યાએ સૂવાડયો અને તેની આજુ-બાજુ પોતાના ઉદ્યાનના ફળ ફૂલ મૂકી તે આરામશોભા પાતાળગૃહમાં જતી રહી.

સવારમાં દાસીએ તે પુત્રની આજુબાજુ ફળફૂલ જોઇને રાજાને તે વાત કહી આથી રાજાએ ત્યાં આગળ આવી જોયું તો તેણે પુત્રની આજુબાજુ ફળફૂલ દીઠાં તેથી તેને કૃત્રિમ આરામશોભાને પૂછયું–" પુત્રની આજુબાજુ ફળફૂલ કયાંથી આવ્યા ?

ત્યારે તેણે કહ્યું–" હે સ્વામીનાથ! મ્હેં રાત્રીએ ઉદ્યાનને અહિં આગળ બોલાવી તેની આજુબાજુ ફળ મૂકયાં હતાં. "

આ સાંભળી રાજાએ કહ્યું–" જો એમ હોય તો તે ઉદ્યાનને હમણાં અહિં આગળ લાવ. "

ત્યારે તેણે કહ્યું–" હું તેને રાત્રીએ લાવી શકું છું. " કૃત્રિમ આરામશોભાના આવાં વચન સાંભળી જિતશત્રુ રાજા વિચાર કરવા લાગ્યો કે–" ઠીક છે આવતી કાલે જોઇશું. "

બીજે દિવસે પણ રાજાએ પુત્રને તેવીજ અવસ્થામાં દીઠો. ત્રીજે દિવસે તો તે હાથમાં તરવાર લઇ રાત્રીએ બારણાંની પાછળ સંતાઇ ગયો. એટલામાં આરામશોભા ત્યાં આગળ આવી, અને પુત્રને રમાડી તેની આજુબાજુ ફળફૂલ મૂકી ત્યાંથી ચાલી ગઇ.

આરામશોભાની સર્વ ક્રિયા જોઇ રાજાએ વિચાર્યું કે,– " અવશ્ય આ જ મ્હારી પ્રિયા છે. "

સવારમાં રાજાએ કૃત્રિમ આરામશોભાને કહ્યું–"મ્હારી આજ્ઞા માનીને તું અત્યારે ઉદ્યાનને અહિં આગળ લાવ, નહિ તો મ્હારે ત્હારૂં કામ નથી." રાજાનાં આવાં વચન સાંભળી તેનું મૂખ વીલુ પડી ગયું, અને વિચાર કરવા લાગી કે–"હું વારંવાર શું ઉત્તર આપું ? ખરેખર હું ભાગ્યહિન છું."

ચોથે દિવસે રાત્રીએ રાજા પાછો બારણાંની પાછળ સંતાઇ ગયો. એટલામાં સાચી આરામશોભા ત્યાં આગળ આવી અને પોતાનું કાર્ય કરી પાછી વળી એટલે રાજાએ તેને હાથવડે પકડીને કહ્યું કે–

"હે દેવી ! તું સ્વભાવિક સ્નેહથી વશ થયેલા મને શા માટે છેતરે છે ?"

આ સાંભળીને આરામશોભાએ કહ્યું—

"નાથ ! હું આપને શા માટે છેતરૂં ? પરંતુ તેમાં કાંઇ ભેદ છે."

ત્યારે રાજાએ કહ્યું–"હે દેવી ! તે ભેદ શો છે તે મ્હને જણાવ."

આ સાંભળી આરામશોભાએ કહ્યું–"તે ભેદ વિષે કાલે કહીશ, અત્યારે મને છોડી દો."

આથી રાજાએ કહ્યું–"તે ભેદ વિષે અત્યારેજ કહે, નહિ તો હું તને છોડીશ નહિ."

આ પ્રમાણે આરામશોભાએ રાજાને ઘણું આગ્રહ કર્યો, તો પણ તેને છોડી ન દેતાં રાજા સ્નેહથી કહેવા લાગ્યો.

"પ્રિયા ! હાથમાં આવેલા મનોવાંછિતદાયક ચિંતા મણી રત્નને કયો માણુસ ત્યજી દે, માટે તે ભેદ વિષે જે કારણ હોય તે કહે."

આ સાંભળી આરામશોભાએ કહ્યું:–"પ્રાણનાથ ! ભેદ સાંભળવાથી તમોને પશ્ચાતાપ થશે. માટે તમારી હઠને છોડી દો તો સારૂં."

આ સાંભળી રાજાએ કહ્યું–"પ્રિયા ! મ્હને પશ્ચાતાપ થશે તેની કાંઇ ફિકર નહિ. પણ તું ભેદ વિષે જે કારણ હોય તે સત્વર જણાવ."

રાજાના આવાં વચન સાંભળી આરામશોભાએ રાજાને ઘણો સમજાવ્યો છતાં પણ રાજાએ પોતાની પકડેલી હઠને મૂકી દીધી નહિં. તેથી આરામશોભાએ પોતાની ઓરમાન માતાનું સર્વ ચરિત્ર મૂળથી આરંભીને કહેવા માંડયું, તેથી તેને ઘણો સમય થઇ ગયો; એટલામાં સૂર્યનો ઉદય થયો અને તેનો અંબોડો છુટી ગયો.

આરામશોભાએ પોતાનો છુટી ગયેલો અંબોડો બાંધવા માંડયો એટલામાં એક મૃત્યુ પામેલો મ્હોટો સર્પ તેમાંથી નીચે પડયો. સર્પને જોઇ આરામશોભાએ વિલાપ કરવા માંડયો–"હે પિતાજી ! આપે આપની નિર્ભાગ્ય એવી પુત્રીને શા માટે ત્યજી દીધી ?" એમ વિલાપ કરતી તે અશ્રુપાત કરવા લાગી.

આરામશોભાને અશ્રુપાત કરતી જોઈને રાજાએ કહ્યુ "પ્રિયા! ત્હારા અંબોડામાંથી મૃત્યુ પામેલો સર્પ પડયે તેને જોઈને તું શા માટે અશ્રપાત કરે છે?"

રાજાના આવાં વચન સાંભળી આરામશોભાએ નાગ કુમાર દેવતાનું સર્વ વૃત્તાંત કહ્યું. તેથી રાજાને હર્ષ અ શોક ઉત્પન્ન થયો.

આરામશોભાનાં મુખથી સર્વ વૃત્તાંત સાંભળીને રાજા ક્રોધથી પેલી કૃત્રિમ આરામશોભાને બોલાવી અને દોરડાં બાંધી ચાબુક વડે મારવા લાગ્યો, તેથી સાચી આરા શોભાએ રાજાના ચરણમા પડી વિનંતી કરી કે—

"સ્વામીનાથ! એ મ્હારી બ્હેન છે માટે આપ મા વચન માનીને તે બ્હેનને દયા લાવી છોડી મૂકો."

આ સાંભળી રાજાએ કહ્યું–"હે પ્રિયા! ત્હારી બ્હેન કઠીણ શિક્ષા કરવી જોઇએ છે, તોપણ ત્હારૂં વચન માનીને તેને છોડી દઉં છું." એમ કહીને રાજાએ તેને છોડી દીધી

જિતશત્રુ રાજાએ પોતાના સુભટોને બોલાવી કહ્યું "હે સુભટો! તમે પેલા દુર્બુદ્ધિ બ્રાહ્મણ પાસે તેને આપેલ ગામ ખૂંચવી લઈ દેશ બહાર કાઢી મૂકો. વળી તેની ન પરણેલી સ્ત્રીના હાથ કાપી નાંખીને તે બ્રાહ્મણની સાથે દેશ બહાર કાઢી મૂકો."

જિતશત્રુ રાજાની આવી આજ્ઞા સાંભળીને આરા

શોભાએ કહ્યું–“ હે સ્વામીનાથ ! તેઓએ પૂર્વ કર્મના દોષથી આવું અઘટીક કામ કર્યું. તો પણ તે મ્હારા માતપિતા છે. તેથી મ્હારૂં વચન માનીને તમો એવી આજ્ઞા ના કરશો.”

આરામશોભાના આવાં વચન સાંભળી રાજાએ કહ્યું–“ હે પ્રિયા ! ત્હારૂં વચન મ્હારાથી ઉલ્લંઘી શકાય તેવું ન હોવાથી, હું તેઓને મ્હારી આજ્ઞામાંથી મુક્ત કરૂં છું.”

ત્યારપછી અનુક્રમે, તેઓ બન્ને દંપતી પરભવના પુણ્યથી સુખ ભોગવવા લાગ્યા.



# પ્રકરણ ૧૨ મું.

## વિષાની યુક્તિ.



એક દિવસ જિતશત્રુ રાજાની પાસે બેઠેલી આરામશોભા રાણી પોતાના પતિને કહેવા લાગી–"હે સ્વામીનાથ ! હું પુર્વે દુઃખી શા કારણથી થઈ અને હમણાં મને સુખ શા કારણથી પ્રાપ્ત થયું ? તેના વિચારો મારા હૃદયમાં થયા કરે છે, માટે જો કોઈ જ્ઞાની ગુરૂ અહિં આવી ચડે તો હું મ્હારા પૂર્વભવ વિષે પુછું."

આથી રાજાએ કહ્યું–"હે પ્રિયા ! કોઇ જ્ઞાની ગુરૂ અહિં આવી ચડે તો સારૂં થાય, કે જેથી ત્હારા પૂર્વભવ વિષેની હકીકત જણાવે."

આ પ્રમાણે રાજા અને રાણી બન્નેજણાં વાતો કરે છે, એવામાં ઉદ્યાનપાલકે ત્યાં આવી રાજાને નમસ્કાર કરી કહ્યું કે–" હે રાજન્ ! આપના ઉદ્યાનમાં અતિશય જ્ઞાની શ્રી વીરભદ્ર નામના આચાર્ય, પાંચસે મુનિઓ સહિત સમવસર્યા છે."

આ સમાચાર સાંભળીને રાજાએ તે ઉદ્યાનપાલકને બહુ દાન આપી આરામશોભા રાણીને કહ્યું કે–"હે પ્રિયા ! ત્હારો મનોરથ પૂર્ણ થયો."

ત્યારપછી આરામશોભા રાણી સહિત જિતશત્રુ રાજા આચાર્યને વંદન કરવા માટે ઉદ્યાનમાં ગયા, ત્યાં બન્ને દંપતીએ વિધિપૂર્વક આચાર્યને વંદના કરી ધર્મ સાંભળવા બેઠા; એટલે ભવ્યજીવોના પાપને દૂર કરનારા શ્રી. વીરભદ્ર આચાર્યે આ પ્રમાણે ધર્મ દેશના દેવી શરૂ કરીઃ—

" હે ભવ્યજનો ! ધર્મથી સુખ સંપત્તિ, રોગરહિતપણું, આપત્તિનું નિવૃત્તિપણું અને દીર્ઘ આયુષ્ય એ સઘળું આલોકને વિષે પ્રાપ્ત થાય છે. વળી ઉત્તમ કુળમાં જન્મ દિવ્ય સ્વરૂપ કીર્તિ એ સર્વે પણ આજ લોકમાં ધર્મના પસાયથી પ્રાપ્ત થાય છે, તેમજ સ્વર્ગ અને મોક્ષની સંપત્તિ પણ ધર્મથીજ મળે છે, માટે તમે ધર્મ આદરો."

આ પ્રમાણે આચાર્યના મૂખથી ધર્મ દેશના સાંભળીને મનમાં હર્ષ પામતી આરામશોભાએ આચાર્યને પૂછ્યું.—"હે મહાત્મન્! મેં પૂર્વ ભવમાં કેવું કર્મ કર્યું હતું, અને મ્હારા ઉપર ઉદ્યાન છત્રરૂપે શા માટે રહ્યું હતું ?"

આ સાભળી આચાર્યે કહ્યું:—" તે ત્હારા પૂર્વ ભવનું કર્મ છે." માટે તારો પાછલો ભવ હું કહું છું તે સાંભળ.

આ ભરતક્ષેત્રને વિષે ચંપા નગરીમાં કુબેરના સરખો ધનવંત કુલધર નામે શેઠ વસતો હતો, તેને ઉત્તમ ગુણોથી ભરપુર કુલાનંદા નામની સ્ત્રી હતી. તેઓને કમલશ્રી; કમળવતી, કમળા, લક્ષ્મી, કામરાગવતી, યશોદેવી, પ્રીતિકા-

રિણી નામની લાવણ્યવતી સાત પુત્રીઓ હતી. તે સાતે પુત્રીઓને સારા શેઠના પુત્રોથી સાથે પરણાવેલી હતી, તેથી તેઓ ઇચ્છીત સુખોને ભોગવતી હતી. શેઠને સાત પુત્રીઓ ઉપર એક આઠમી પુત્રી થઇ તે પુણ્ય રહિત હોવાથી તેના જન્મ વખતે તેના માત પિતા ઘણાં દુઃખી થયાં, તેથી તેના માતાપિતાએ તેનું નામ પણ પાડયું નહિં. અનુક્રમે તે પુત્રી યૌવનાવસ્થા પામી તો પણ શેઠે તેને પરણાવી નહિં. તેથી શેઠના સગા વ્હાલાઓએ ભેગા થઇ શેઠને કહ્યું:—

"હે શેઠ! પુત્રી યૌવનાવસ્થા પામી છે, માટે તેને જલ્દીથી પરણાવો. કેમકે નહિ પરણાવેલી કન્યા કુળને મલીન કરેછે."

સગાવ્હાલાના આવાં વચન સાંભળી કુલધર શેઠ પુત્રીને પરણાવવાનો વિચાર કરવા લાગ્યો કે–કોઇ વણિક પુત્ર અહિં આવી ચડે તો આઠમી પુત્રી તેના કોટે વળગાડી દઉં.

એક દિવસ કુલધર શેઠ પોતાની દુકાને બેઠો હતો, તેવામાં મલીન વસ્ત્રવાળો કોઈ પરદેશી વણિક પુત્ર તેમની દુકાને આવ્યો. તેથી તેને શેઠે પુછયું.–"તું કોણ છે? કયાંથી આવ્યો છું? ત્હારો દેશ કયો? અને અહિં શું કામ માટે આવ્યો છું?"

આ સાંભળી વણિક પુત્રે કહ્યું:–"હું કોશલાપુરના રહેવાશી નંદિ નામના વણિકનો પુત્ર છું, મ્હારૂં નામ નંદન

છે. મ્હારી માતાનું નામ સોમા છે. હું ધન રહિત થઇ જવાને લીધે ધનને પ્રાપ્ત કરવા ઉડ દેશમાં ગયો હતો, ત્યાં પણ દારિદ્ર મ્હારી પાછળ આવ્યું, તેથી હું ત્યાં પણ ધન રહિત થયો; પાછો સ્વદેશમાં ગયો નહિં. હવે આજ દેશમાં નોકરી રહી આજીવિકા કરી નિવાસ કરીશ. આ દેશનાં રહિશ વસંતદેવ નામના શેઠે મને તે ઉડ દેશથી કાગળ લખી આપી અહિં આગળ શ્રીદત્ત નામના શેઠની પાસે મોકલ્યો છે, માટે તે શ્રીદત્ત શેઠનું ઘર કયાં છે? તે મને કહો કે, જેથી હું તેમને કાગળ આપું."

વણિક પુત્રના આવાં વચન સાંભળી કુલધર શેઠ વિચાર કરવા લાગ્યો કે-"આ વણિક પુત્ર મ્હારી પુત્રીને યોગ્ય વર છે, વળી સાથે તે દરિદ્રી વણિક પુત્ર છે અને પરદેશી છે, માટે પુત્રીને તેની સાથે પરણાવી વિદાય કરી દઇશ કે, જેથી તે પાછી આવશે નહિં."

શેઠે આ પ્રમાણે વિચાર કરી વણિક પુત્રને કહ્યું:- "ત્હારો પિતા મ્હારો મિત્ર થાય છે, માટે તું શ્રીદત્ત શેઠને કાગળ આપી મ્હારે ઘેર પાછો આવજે." એમ કહી કુલધર શેઠનું ઘર બતાવવા માટે તેની સાથે એક માણસ મોકલ્યો, અને તે માણસે તેને શ્રીદત્ત શેઠનું ઘર બતાવ્યું.

વણિક પુત્ર નંદન પણ શ્રીદત્ત શેઠને કાગળ આપી પાછો કુલધર શેઠને ઘેર આવ્યો. તેથી કુલધર શેઠે તેને સ્નાન કરાવી, સારા વસ્ત્ર પહેરાવી ભોજન કરાવ્યું.

એક દિવસ કુલધર શેઠે વણિક પુત્ર નંદનને કહ્યું.-"હે નંદન! તું મ્હારી પુત્રીની સાથે લગ્ન કર."

આ સાંભળી નંદને કહ્યું:—"શેઠજી! મ્હારે આજે ઉડદેશ જવું છે તો હું શી રીતે લગ્ન કરૂં?"

આથી કુલધર શેઠ કહ્યુ:—'હે નંદન! તું તેણી સાથે લગ્ન કરી તેને ઉડદેશ લઇ જા હું તને આજીવકા માટે ત્યાં આગળ ધન મોકલાવીશ."

વણિક પુત્ર નંદને તેણી સાથે લગ્ન કરવાની હા પાડી એટલે કુલધર શેઠે પોતાની પુત્રીનુ લગ્ન તેની સાથે કર્યું.

એક દિવસ શ્રીદત્ત શેઠે નંદનને કહ્યું:-"જો ત્હારે અહીં રહેવું હોય તો, હું બીજા માણુસને ઉડદેશ મોકલું."

આ સાંભળી નંદને કહ્યું-"શેઠજી! બીજા માણુસને ઉડદેશ મોકલવાની જરૂર નથ, હું પોતેજ ઉડદેશ જઇશ."

એમ કહી નંદન પોતાના સાસરા પાસે આવી કહેવા લાગ્યો કે-"હું આજે ઉડદેશ જવાનો છું માટે મને ત્યાં જવાની રજા આપો."

આથી કુલધર શેઠે કહ્યું-"તું ત્હારી સ્ત્રીને સાથે લઇ સુખેથી જજે, મ્હારી રજા છે."

ત્યાર પછી નંદન, શ્રીદત્ત શેઠનો કાગળ લઈ, મુસાફરીમાં ખાવા માટે ભાતું બાંધી પોતાની સ્ત્રી સહિત ત્યાંથી ઉડદેશ જવા માટે વિદાય થયો, અને અનુક્રમે મુસાફરી

કરતો ઉજ્જણ નગરની પાસે આવી પહોંચ્યો, ત્યાં તે રાત્રી એ એક દેવમંદિરમાં સૂતાં સૂતાં વિચાર કરવા લાગ્યો કે, " હું શું કરૂં ? સ્ત્રીની સાથે ધીમે ધીમે ચાલવાથી સઘળું ભાતું મુસાફરીમાં ખૂટી ગયું. હવે મ્હારે ભિક્ષા માગવી પડશે માટે આ સ્ત્રીને અહિંજ સૂતી મૂકી ઉડદેશ ચાલ્યો જાઉં."

આ પ્રમાણે વિચાર કરી તે નંદને પોતાની સ્ત્રીને કહ્યું:-" પ્રિયા ! હવે આપણી પાસે જરા પણ ભાતું છે નહિં, માટે મ્હારે ભિક્ષા માગવા જવું પડશે. "

આ સાંભળીને સ્ત્રીએ કહ્યું-" સ્વામિનાથ ! તમને એકલાને ભિક્ષા માગવા માટે હું નહિ જવા દઉં. હું પણ તમારી સાથે ભિક્ષા માગવા આવીશ. "

આ પ્રમાણે વાતો કરતાં સ્ત્રી નિદ્રાવશ થઇ ગઈ. એટલે નંદન તેને નિદ્રાવશ મૂકી ચાલ્યો ગયો. સવારમાં સ્ત્રી જાગી, એટલે તેણે આમ તેમ જોયું પણ નંદનને દીઠો નહિં. તેથી તેણે વિચાર્યું કે-" હાય ! હાય ! સ્વામીનાથ મ્હને એકલી મૂકી ચાલ્યા ગયા, હું શું કરૂં ? ક્યાં જાઉં ? અને કોનું શરણ લઉં ? "

આ પ્રમાણે વિલાપ કરતી તે સ્ત્રી પોતાના શીલનું રક્ષણ કરવા માટે ઉજ્જન નગરીમાં ગઇ. ત્યાં નગરીમાં ભમતી તે સ્ત્રી કોઇ એક દુકાન ઉપર બેઠેલા મણિભદ્ર નામના શેઠના પગમાં પડીને કહેવા લાગી કે-"શેઠજી ! હું તમારા શરણે આવી છું "

ત્યારે મણિભદ્ર શેઠે કહ્યું–"હે બાળા! તું કોણ છે?"

તેથી સ્ત્રીએ કહ્યું–" શેઠજી! ચંપાનગરમાં કુલધર શેઠ રહે છે, તેમની હું પુત્રી છું. હું મ્હારા પતિની સાથે ઉકદેશ જતી હતી, પરંતુ ભૂલી પડવાને લીધે અહીં આગળ હું આવી ચડી છું."

આ સાંભળીને મણિભદ્ર શેઠે તેને ધીરજ આપીને કહ્યું–" હે પુત્રી! ભય પામ્યા શિવાય તું મ્હારે ઘેર સુખેથી રહે."

મણિભદ્રના આવાં વચન સાંભળી તે સ્ત્રી મણિભદ્રના ઘરનું કામ કરતી તેના ઘેર રહેવા લાગી. મણિભદ્ર શેઠે પોતાના માણસો મોકલી તેના પતિની શોધ કરાવી. પણ તેનો પત્તો નહિ લાગવાથી મણિભદ્ર શેઠે પોતાના એક માણસને ચંપાનગરીમાં કુલધર શેઠ પાસે મોકલ્યો.

તે માણસે ત્યાં જઈ કુલધર શેઠને કહ્યું:–" હે શેઠજી! આપને કેટલી પુત્રીઓ છે? અને કયાં કયાં પરણાવેલી છે? તે વિષે ઉજ્જન નગરીના મણિભદ્ર શેઠે તમારી પાસે મ્હને પૂછવા મોકલ્યો છે. તેથી તમે તમારી પુત્રીઓની શી હકીકત છે તે મને જણાવો."

તે માણસના આવાં વચન સાંભળી કુલધર શેઠે કહ્યું– "ભાઈ! મ્હારે આઠ પુત્રીઓ છે. તેમાં સાત પુત્રીઓને આ ચંપાનગરમાં પરણાવી છે, અને આઠમી પુત્રીને એક

ધાણુક પુત્રની સાથે પરણાવી હતી, તે તેના પતિ સાથે ઉદ દેશ ગઈ છે. તે શિવાય મ્હારે બીજી પુત્રી નથી. મ્હારી પુત્રીઓની આ હકીકત છે તે મણિભદ્ર શેઠને કહેજો "

કુલધર શેઠના આવાં વચન સાંભળી તે માણસ પાછો ઉજ્જન નગરી ગયો, અને આ સઘળી વાત મણિભદ્ર શેઠને કહી. જેથી મણિભદ્ર શેઠ તે કન્યાને નક્કિ કુલધર શેઠની પુત્રી જાણી બહુ આદરસત્કાર કરવા લાગ્યો તેથી તે કન્યા મણિભદ્રને ત્યાં સુખે દિવસ પસાર કરવા લાગી.

અહિં આગળ મણિભદ્ર શેઠે એક અલૌકિક જિન-મંદિર કરાવ્યું. તેથી કુલધર પુત્રી હંમેશાં ઉત્તમ પ્રકારથી જિનરાજની સેવા કરવા લાગી. સાધ્વીઓના સમાગમથી પાપથી નિવૃત થયેલી તે કુલધર શેઠની પુત્રી એક ઉત્તમ શ્રાવિકા થઈ.

મણિભદ્ર શેઠ તેને જે દ્રવ્ય આપતો, તે દ્રવ્યથી તેણે મુક્તાફળથી સુશોભિત એવા સુવર્ણનાં ત્રણ છત્રો શ્રી જિન-રાજના ઉપર કરાવ્યાં. તપ અને ભાવથી ઉજમણું તેમજ સ્વામિવાત્સલ્ય પણ કર્યું.

એક દિવસ મણિભદ્ર શેઠને ચિંતાતુર બેઠેલા જોઈ તેણે પૂછયું—"હે પિતાજી! આજે તમે કેમ ચિંતાતુર થઈ બેઠા છે? તે વિષે મને જણાવો "

આ સાંભળી મણિભદ્ર શેઠે કહ્યું:—"હે પુત્રી! મ્હારી

ચિંતાનું કારણ એ છે કે, તારા ફળફૂલથી ભરપૂર ઉદ્યાનમાંથી હું હમેશાં ફળફૂલ લાવી પ્રભુની પૂજા કરતો હતો. તે ઉદ્યાન આજે અકસ્માત સુકાઇ ગયું. હવે કયાંથી ફળફૂલ લાવી પ્રભુની પૂજા કરવી."

આ સાંભળી તેણે કહ્યું:—હે પિતાજી! તે સુકાઈ ગયેલા ઉદ્યાનને ફરીથી નવપલ્લવ હું કરી આપીશ. માટે તમે વૃથા ચિંતા ના કરશો"

આથી મણિભદ્ર શેઠે આશ્ચર્યચકિત થઇને પૂછયું:— "પુત્રી! તુ શી રીતે તેને નવપલ્લવ કરીશ?"

મણિભદ્ર શેઠના આવાં વચન સાંભળી તેણે કહ્યું:— "પિતાજી! તે ઉદ્યાન મ્હારા શીલના પ્રભાવથી જ્યાં સુધી ફરીથી નવપલ્લવ ન થાય ત્યાં સુધી મ્હારે આહાર ના કરવો. એવી મારી પ્રતિજ્ઞા છે."

આ સાંભળી મણિભદ્ર શેઠે કહ્યું:—"પુત્રી! ત્હારાથી આવી કઠીન પ્રતિજ્ઞા પળાશે નહિ માટે ત્હારી હઠ છોડી દે."

આ સાંભળી તેણે કહ્યું:—"પિતાજી! મને ગમે તેટલું કષ્ટ પડશે તો પણ હું લીધેલી પ્રતિજ્ઞાને છોડીશ નહિ."

આ પ્રમાણે કહીને તે કુલધર શેઠની પુત્રી એક ધ્યાનથી જિનશાસનની અધિષ્ટાયક દેવીનું સ્મરણ કરતી અનશન લઇ જિનમંદિરમાં જઇ કાયોત્સર્ગ કરી રહી.

ત્રીજે દિવસે રાત્રીએ શાસનદેવી તેણી આગળ પ્રકટ થઇ,

અને કહ્યું:—" હે બાળા ! કોઈ દુષ્ટ વ્યંતરે ઉદ્યાનને વિનાશ કર્યું હતું, પણ ત્હારા તપના પ્રભાવને લીધે તે દુષ્ટ વ્યંતર નાસી ગયો છે, માટે તે ઉદ્યાન પ્રભાતે પ્રથમની માફક નવપલ્લવિત થશે." આ પ્રમાણે કહી શાસનદેવી ચાલી ગઇ.

પ્રભાતમાં મણિભદ્ર શેઠ જિનમંદિરે આવ્યા એટલે કુલધર શેઠની પુત્રીએ કાયોત્સર્ગ પાળી રાત્રીની સર્વ હકીકત મણિભદ્ર શેઠને કહી. તેથી તે હર્ષથી ઉદ્યાનને જોવા માટે ગયો. ત્યાં મણિભદ્ર શેઠ ફળફૂલથી ભરપૂર એવા ઉદ્યાનને જોઈ આનંદ પામ્યો. અને વિચાર કરવા લાગ્યો કે—"અહો ! એના શીલ પ્રભાવને જુઓ ! તેણે પોતાના શીલના પ્રભાવથી સુકાઇ ગયેલા ઉદ્યાનને ફરીથી નવપલ્લવ કરી દીધું." આ પ્રમાણે વિચાર કરી તે પાછો આવીને કુલધર શેઠની પુત્રીને કહેવા લાગ્યો—

" હે પુત્રી ! ત્હારા શીલના પ્રભાવથી પાછો ફળફૂલથી ભરપૂર ઉદ્યાન નવપલ્લવિત થયો તેથી તું સત્વર ઉઠીને પારણું કર."

મણિભદ્ર શેઠના આવાં વચન સાંભળી તે કુલધર પુત્રી સત્વર ત્યાંથી ઉઠી, અને મણિભદ્ર શેઠની સાથે ઘેર આવીને વિધિથી પારણું કર્યું

એક દિવસ તે કુલધર શેઠની પુત્રી પ્રથમ અનુભવેલા દુઃખોને સંભારીને વિચાર કરવા લાગી કે, આ સંસાર એ

દાવાનળ છે, કીચડ છે. તેમાંથી છુટવાને માટે મ્હારે દીક્ષા લેવી યોગ્ય છે. પરંતુ તે પાળવાને હું શક્તિમાન નથી, માટે ગૃહસ્થપણે રહીને ઉગ્ર તપ કરૂં કે, જેથા શરીરની સાથે સંસાર સમુદ્રનું પણ શોષણ થાય.

આ પ્રમાણે વિચાર કરીને તે કુલધર શેઠની પુત્રીએ તપ કરવા માંડયો. તે છઠ્ઠ, અઠ્ઠમ, પક્ષ ક્ષમણ અને માસ ક્ષમણ વિગેરે તપ કરવાથી ક્ષીણ શરીરવાળી થઇ ગઇ. પછી અનશન લઈ શુભ ધ્યાનથી મૃત્યુ પામી સૌધર્મ દેવલોકને વિષે દેવતાપણે ઉત્પન્ન થઇ. ત્યાંથી ચ્યવીને તું વિદ્યુત્પ્રભા નામની બ્રાહ્મણની પુત્રી થઇ. અને મણિભદ્ર શેઠ મૃત્યુ પામી અચ્યુત દેવલોકમાં દેવતાપણે ઉત્પન્ન થયો. ત્યાંથી ચ્યવી મનુષ્ય જાતિમાં ઉત્પન્ન થયો. ત્યાં પણ ધર્મ કાર્ય કરી તે નાગકુમાર દેવપણે ઉત્પન્ન થયો. પૂર્વભવના સબંધને જાણીને તે ત્હારા ઉપર વાત્સલ્યપણું કરે છે.

તે પ્રથમ કુલધર શેઠના ઘરમાં રહી અજ્ઞાનથી જે કાંઇ પાપ કર્યું હતું; તેનાથી તું દુઃખી થઈ હતી. અને મણિભદ્ર શેઠને ત્યાં રહી શ્રી જિનરાજના મંદિરનું ઉદ્યાન નવપલ્લવ કર્યું, તેથી ઉદ્યાન ત્હારી પાછળ ભ્રમણ કરે છે. જિનરાજના મસ્તક ઉપર ત્રણ છત્ર ધારણ કર્યાં હતાં, તેથીજ તું ઉદ્યાનની છાયાને વિષે નિવાસ કરે છે. તેમજ શુદ્ધ મનથી ત્હેં જિનભક્તિ કરવાને લીધે તું આ રાજ્યલક્ષ્મી

ભોગવે છે. છેવટે તું જિનરાજની ભકિત કરવાથી અનુક્રમે મોક્ષ પામીશ.

વીરભદ્ર આચાર્યના મૂખથી પોતાનો પૂર્વ ભવ સાંભળવાથી આરામશોભા તત્કાળ મૂર્છા પામી પૃથ્વી ઉપર પડી. શીતલ જળ અને ચંદનાદિકના ઉપચારથી સચેત થયેલી તે આચાર્યને નમી હાથ જોડી કહેવા લાગી.—

"હે મહાત્મન! આપે મ્હારો પૂર્વ ભવ કહ્યો તે હું જાતિ સ્મરણ જ્ઞાનથી જાણું છું આપે જે કહ્યું તે સર્વ યથાર્થ છે, હું સંસારથી ઉદ્વેગ પામી છું; માટે હે મહાત્મન્! મને રાજાની પાસેથી દિક્ષા લેવાની આજ્ઞા અપાવો"

આરામશોભાના આવાં વચન સાંભળી જિતશત્રુ રાજાએ કહ્યું:–"હે મહાત્મન્! સંસારની અનિત્યતા જાણી કયો પુરૂષ ગૃહવાસમાં નિવાસ કરે ? માટે હું પણ દીક્ષા ઇલશ."

આમ કહીને આચાર્યને નમસ્કાર કરી તે જિતશત્રુ રાજા આરામશોભા રાણી સહિત પોતાને ઘેર આવ્યો, અને તેના પુત્રને રાજ્યાસન પદે સ્થાપન કરી રાજાએ નગરમાં અઠ્ઠાઇ મહોત્સવ કર્યો. ત્યાર પછી સાત ક્ષેત્રને વિષે બહુ દ્રવ્ય આપી આચાર્યની પાસે જિતશત્રુ રાજાએ આરામશોભા રાણી સહિત દિક્ષા લીધી.

અનુક્રમે તે બન્ને જણા ઉત્તમ પ્રકારથી ચારિત્ર પાળી, ભવ્ય જનોને પ્રબોધ પમાડી અનશન લઇ દેવલોકને વિષે ગયા. અનુક્રમે તે બન્ને જણાઓ ત્યાંથી ચ્યવી મનુષ્ય જાતિમાં કેટલાક ભવો કરી અંતે મોક્ષ સુખ પામશે.

વિદ્યુત્પ્રભાની વાર્તા સાંભળ્યા પછી તેની સખીએ વિષાને પૂછયું કે–" બ્હેન ! હવે આપણે શો ઉપાય કરીશું ? "

વિષા—" સખી ! તેનો ઉપાય મારી પાસે છે."

સખી—" બ્હેન ! તેવો શો ઉપાય છે ? "

વિષા—" સખી ! હું શું કરૂં છું, તે તું બરાબર ધ્યાન રાખજે ! એટલે ઉપાય સમજાશે. "

સખી—" વારૂં બ્હેન ! હું બરાબર ધ્યાન રાખીશ."

ત્યારપછી વિષાએ ' ષ ' અક્ષરને પોતાની આંખમાં આંજેલા કાજળ વડે 'ષા' અક્ષર કરી દીધો; એટલે વિષા થયું.

વિષાની આવી ચતુરતા જોઇને તેની સખીએ કહ્યું:– " બ્હેન ! તમારામાં આટલી બધી ચતુરતા જોઇને હું અચંબો પામું છું. અને તમને જેટલો ધન્યવાદ આપું એટલો ઓછો છે."

વિષા—" સખી ! આજની બનેલી હકીકત કોઇને પણ કહેતી નહિ. "

સખી—" વારૂં બ્હેન ! તે વિષે આપ બેફિકર રહો.

આ સાંભળીને વિષાએ તે પત્રને જે પ્રમાણે બંધ કરેલો હતો, તે પ્રમાણે બરાબર બંધ કરીને જેમ હતો તેમ પાછો દામન્નકની પાઘડીમાં મૂકી દીધો.

ત્યાર પછી વિષા પોતાની સખીને સાથે લઇને વારંવાર દામન્નકની સામું જોતી જોતી પોતાના મકાને આવી પહોંચી. પણ તેનું ચિત્ત ઉદ્યાનમાં સુતેલા દામન્નકમાં હોવાથી પળે પળે દામન્નકના વિચારો કરતી હતી, અને દામન્નકની પોતાના મકાને આવવાની રાહ જોતી બેઠી હતી.



## પ્રકરણ ૧૨ મું.

### લગ્ન મહોત્સવ.



જિનાલયની પાસે આવેલા ઉદ્યાનમાં વૃક્ષ નીચે સુતેલો દામન્નક એકાએક નિદ્રામાંથી જાગી ઉઠયો, અને ઘણો સમય થઇ જવાથી તે વિચાર કરવા લાગ્યો કે:-

" અહા ! મેં કેવી ભયંકર ભુલ કરી કે, મને સાગરશેઠે પોતાનો અગત્યનો પત્ર તેમના પુત્ર સમુદ્રદત્તને આપવાને માટે મોકલ્યો છે, છતાં પણ હજી સુધી હું અહિં આગળ નિરાંતે વિશ્રાંતિ લઉં છું. મ્હારાં જેવો મૂર્ખ કોણ હશે ! ચાલ હવે એકદમ તૈયાર થઇને સાગરશેઠનો પત્ર તેમના મકાને જઇને તેમના પુત્ર સમુદ્રદત્તને આપી આવું. "

આ પ્રમાણે વિચાર કરી તે દામન્નક ઉદ્યાનની બહાર નીકળ્યો, અને સાગરશેઠના મકાન તરફ ઉતાવળો ઉતાવળો ચાલતો થયો.

થોડા સમય પછી તે સાગરશેઠના ભવ્ય મકાનની

નજીક આવી પહોંચ્યો. પણ દામજાકે બાલ્યાવસ્થામાં સાગરશેઠનું મકાન જોયું હતું, તે મકાનમાં ઘણો ફેરફાર થયેલો હોવાથી સાગરશેઠના ભવ્ય મકાનને જોઇને દામજાક રસ્તાની એક બાજુ પર ઉભો રહી અને વિચાર કરવા લાગ્યો કેઃ—

" શું આ ભવ્ય મકાન સાગરશેઠનું હશે ? ના, ના, કદાચ હું ભૂલતો હઇશ. મને યાદ છે કે, મેં મ્હારી બાલ્યાવસ્થામાં સાગરશેઠનું મકાન જુનું જોયું હતું, તો આ ભવ્ય મકાન કોનું હશે ? તેની સંપૂર્ણ ખાતરી કરી જોઉં."

આ પ્રમાણે વિચાર કરીને દામજાક સાગરશેઠના ભવ્ય મકાનની નજીક આવી ઉભો રહ્યો. થોડા સમય પછી સાગરશેઠના ભવ્ય મકાનની અંદરથી એક માણસ બહાર નીકળ્યો, અને તે માણસ જ્યાં આગળ દામજાક ઉભો હતો ત્યાં આગળ થઇને જતો હોવાથી દામજાકે તે માણસને પોતાની પાસે બોલાવ્યો.

આ સાંભળી તે માણસ દામજાક પાસે આવ્યો, અને દામજાકને પૂછ્યું.

" ભાઇ તમે મને શા માટે બોલાવ્યો ? "

" મ્હારે તમારૂં કામ હોવાથી મેં તમને બોલાવ્યા છે. " દામજાકે પ્રત્યુત્તર આપ્યો.

" મ્હારા લાયક જે કામ હોય તે, આપ વિલંબ કર્યા શિવાય જણાવો. "

આ પ્રમાણે તે માણુસના કહેવાથી દામન્નકે તે માણુસને કહ્યું:—" ભાઈ ! મ્હારે એટલું જાણવું છે કે, તમે જે મકાનની અંદરથી બહાર નિકળ્યા તે મકાન કોનું છે ? તે જાણવાની મ્હારી ઇચ્છા થવાથી મેં આપને મ્હારી પાસે બોલાવ્યા છે."

"શું આ મકાન કોનું છે, તે તમો નથી જાણતા ?" તે માણુસે આશ્ચર્યથી પૂછ્યું.

"ના !" દામન્નકે પ્રત્યુત્તર આપ્યો.

આ સાંભળી તે માણુસે દામન્નકને કહ્યું કે—"એ ભવ્ય મકાન આ રાજગૃહ નગરના વિખ્યાત સાગરશેઠનું છે."

આ પ્રમાણે તે માણુસના કહેવાથી થોડો સમય વિચાર કરી દામન્નક બોલ્યો કે—" ભાઇ ! હવે મને યાદ આવ્યું કે અહિં આગળ તો સાગરશેઠનું જુનું મકાન મેં મ્હારી બાલ્યાવસ્થામાં જોયું હતું."

"ભાઇ ! તે જુના મકાનમાં ઘણો ફેરફાર કરી આ ભવ્ય મકાન સાગરશેઠે નવું બંધાવ્યું છે. કહો આ શિવાય મ્હારા લાયક બીજું કંઈ કામ છે ?" તે માણુસે પૂછ્યું.

આ પ્રમાણે તે માણુસના કહેવાથી દામન્નકે તે માણુસને કહ્યું કે—" ભાઇ ! હું આપનો આભાર માનું છું. કારણ કે મ્હારે સાગરશેઠના મકાને જવું હતું એટલામાં તમે મ્હારી પાસે થઇને જતા હોવાથી મેં તમને મ્હારી પાસે

બોલાવ્યા હતાં. આ શિવાય મ્હારે તમારૂં બીજું કંઈ કામ નથી."

"મેં મ્હારી ફરજ બજાવી છે, તેમાં તો વળી ઉપકાર માનવાનો હોય શેનો." એમ કહીને તે માણસ ત્યાંથી વિદાય થયો. તે માણસના ગયા પછી દામન્નક સાગરશેઠના મકાનમાં ગયો.

દામન્નકે જેવો સાગરશેઠના મકાનમાં પ્રવેશ કર્યો, ત્યાં પ્રથમ તેને એક બાળાનાં દર્શન થયાં. તે બાળા બીજી કોઇ નહિ પણ ઉદ્યાનમાં પ્રેમ પાસથી જકડાએલી સાગરશેઠની પુત્રી વિષા હતી.

વિષા દામન્નકને પોતાના મકાનમાં આવેલો જોવાથી હર્ષમાં આવી ગઈ, અને શરમીંદી થઇ નીચું નીહાળી રહી. કેટલીક ક્ષણ વિત્યા પછી દામન્નકે વિષાને પૂછ્યું કેઃ—

"દિવ્યબાળા! તમે કોણ છો? અને તમારૂં નામ શું તે જણાવશો."

આ સાંભળી શરમીંદપણે વિષાએ કહ્યું—"હું સાગરશેઠની પુત્રી છું, અને મ્હારૂં નામ વિષા છે."

વિષા—"કુમાર! આપને હરકત ના હોય તો આપનું નામ જણાવવા કૃપા કરશો."

દામન્નક—"બાળા! મ્હારૂં નામ દામન્નક છે."

વિષા—"કુમાર! તમે કેમ અહિં આગળ આવ્યા છો?"

દામન્નક—" બાળા ! તમારા ભાઇ સમુદ્રદત્ત ક્યાં છે ? તેમનું મ્હારે કામ છે."

વિષા—" કુમાર ! તે બહાર ગયા છે તેમનું તમારે શું કામ છે ? "

દામન્નક—" બાળા ! મ્હારે તેમની સાથે અગત્યનું કામ છે. "

વિષા—" કુમાર ! તેમની સાથે એવું તે વળી તમારે શું અગત્યનું કામ છે ? તે કૃપા કરી જણાવશો. "

દામન્નક—" બાળા ! મ્હારે તેમને એક પત્ર આપવાનો છે. "

વિષા—" કુમાર તે પત્ર કોનો છે ? "

દામન્નક—" બાળા ! તે પત્ર તમારા પીતાજીનો છે. અને તેમને અગત્યનું કાંમ હોવાથી મને તમારા ભાઈ સમુદ્રદત્તને આપવા માટે મોકલ્યો છે. "

વિષા—" કુમાર ! મ્હારા પીતાજીનો તે પત્ર હોવાથી તે પત્ર તમે મને આપો. મ્હારા ભાઈ આવશે એટલે હું તેમને તે પત્ર અવશ્ય આપીશ."

દામન્નક—" બાળા ! તે પત્ર અગત્યનો હોવાથી તમારા ભાઇનેજ આપવાનો મને કહેલો હોવાથી હું તે પત્ર તમોને આપી શકીશ નહિ. "

વિષા—" કુમાર ! મ્હારા ભાઇને બહારથી આવતાં

વખત થશે. શા માટે ખોટી થાવ છો ? જો તમોને મ્હારા પર વિશ્વાસ આવતો હોય તો તે પત્ર મને આપીને તમારે જવું હોય તો જાવ."

**દામન્નક**—"બાળા ! તે કાર્ય મારાથી બનશે નહિ. મને તમારાપર સંપૂર્ણ ભરૂસો છે, પણ તમારા પીતાજીની આજ્ઞાનો હું પ્રાણાંતે પણ ભંગ કરી શકીશ નહિ. અને તમારા ભાઇ બહારથી આવશે એટલે હું તેમને તે પત્ર આપીને પછીથી જઇશ. તે વિષે જો તમને ખોટું લાગ્યું હોય તો ક્ષમા કરશો."

**વિષા**—"કુમાર ! તમે આ શું બોલ્યા ! ક્ષમા તો મ્હારે તમારી પાસે માંગવાની હોય."

**દામન્નક**—"બાળા ! તમો આમ કેમ બોલો છો, તેની મને કાંઇ પણ સમજણ પડતી નથી."

**વિષા**—"કુમાર ! હમણાંજ સ્પષ્ઠ સમજણ પડશે. હું તમારી અત્યાર સુધી પરીક્ષા કરતી હતી, પણ તે પરીક્ષામાં તમે ફતેહમંદ થયા છો. તમોએ તમારી ફરજ બરાબર રીતે બજાવી છે, તેથી હું તમોને જેટલો ધન્યવાદ આપું તેટલો ઓછો છે. અને મ્હારાથી તમને જે કાંઈ અયોગ્ય બોલાઈ ગયું હોય તો તે માટે હું તમારી ક્ષમા માગું છું."

એમ કહીને તરતજ વિષા દામન્નકના ચરણે પડી. આ બનાવ જોઈને દામન્નકે વિષાને કહ્યું:—"બાળા ! તમો

મ્હારા પાસે આમ વર્તવાથી કોઇ જોશે તો આપણાં પર નાહક વહેમે ભરાશે. ”

વિષા—“ કુમાર ! તે વિષે તમારે જરા પણ શંકા લાવવી નહિં. કારણકે મેં જ્યારથી તમોને જોયા છે ત્યારથી હું તમોને મ્હારા અંતઃકરણથી વરી ચૂકી છું. ”

**દામન્નક**—“ બાળા ! તમો આ શું બોલો છો ? તમોએ મને પીછાણ્યા વગર જે સાહસ ખેડયું છે, તેથી તમને પસ્તાવો થશે. ”

વિષા—“ કુમાર ! શાથી ? ”

**દામન્નક**—“ બાળા ! તમારા પીતાજીને મ્હારી પીછાન થતાંજ તે જરા પણ તેમા સંમત થશે નહિ. ”

વિષા—“ કુમાર ! તમારે ગભરાવવાનું કાંઇ પ્રયોજન નથી. કારણ કે તે વિષે મેં પ્રથમથીજ સંપૂર્ણ ગોઠવણ કરી નાંખેલી છે. ”

**દામન્નક**—“ બાળા ! શી ગોઠવણ કરી છે ? ”

દામન્નકના પૂછવાથી વિષાએ ઉદ્યાનની અંદર બનેલી તમામ હકીકત અથથી તે ઇતિ સુધી તેનેકહી બતલાવી. વિષામાં આટલી બધી ચતુરાઇ જોઇને દામન્નકના હૃદયમાં તેના પ્ર શુદ્ધ પ્રેમ પ્રકટ થયો. આ પછી વિષાએ દામન્નકને આરામ કરવા માટે દિવાનખાનું બતાવ્યું, અને નોકરોને તેની યોગ્ય સેવા કરવાનું ફરમાન કર્યું.

થોડા સમય પછી સાગરશેઠનો પુત્ર સમુદ્રદત્ત જે બહાર ગયો હતો તે પોતાને મકાને આવ્યો. અને દામન્નકને જોવાથી તેને વિષાને પૂછયું–" બ્હેન ! આ કુમાર કોણ છે ?"

આ સાંભળી વિષાએ કહ્યું–" ભાઇ ! આ કુમારને આપણા પીતાજીએ એક અગત્યનો પત્ર તમને આપવાને માટે મોકલ્યા છે."

આ પ્રમાણે વિષાના કહેવાથી સમુદ્રદત્તે દામન્નકને કહ્યું:–' કુમાર ! તે પત્રમાં એવું તો વળી શું અગત્યનું કામ હશે ? તે જાણવાની મ્હારી તીવ્ર જિજ્ઞાસા થઇ છે, માટે એક ક્ષણનો પણ વિલંબ કર્યા શિવાય તે પત્ર મને આપો." આથી સમુદ્રદત્તના કહેતાંની સાથેજ દામન્નકે તે પત્ર તેના હાથમાં આપ્યો. તેથી તે પત્રને સમુદ્રદત્તે ફોડીને વાંચી જોયો.

વાંચક ! તે પત્રમાં શું લખ્યું છે તે આપણે આગળ ઉપર વાંચી ગયા છીએ. પણ તે પત્રમાં વિષાએ ફેરફાર કરેલો હોવાથી અત્રે તે પત્રનો ફરીથી ઉલ્લેખ કરવામાં આવે છે.

સંવત..........ચિરંજીવી સમુદ્રદત્ત.

જત લખવાનું કે હું ખુશીથી પહોંચ્યો છું. વિશેષમાં જણાવવાનું કે આ પત્ર લાવનાર કુમારને 'વિષા' આપવાને યોગ્ય છે. માટે મ્હારી સખ્ત આજ્ઞા છે કે જલદિથી તેમ

કરવું. મને તારા પર સંપૂર્ણ ખાતરી છે કે, તું તારા પિતાની આજ્ઞાને વિલંબ કર્યા શિવાય તરતજ અમલમાં મૂકીશ.

લી. ત્હારા પિતા **સાગરશેઠ.**

આ પ્રમાણે તે પત્રમાં લખેલું હોવાથી સમુદ્રદત્ત ઘણો હર્ષ પામ્યો. ત્યારપછી દામન્નકનું ભવ્ય કપાળ અને દેહ કાંતિ જોઈને તે વિચાર કરવા લાગ્યો–"પિતાજીએ વિષા બ્હેનને માટે જેવો જોઈએ તેવો ભાગ્યવાન, કાંતિમાન પતિ મેળવ્યો છે, તેમાં કોઇ જાતનો સંદેહ નથી. પિતાની આજ્ઞાને વશ થવું એ પુત્રનું કર્તવ્ય છે. માટે હાલને હાલ તાબડતોબ સઘળાને બોલાવી આ શુભ સમાચાર જણાવું, અને પિતાની આજ્ઞાને આધીન થાઉં."

આ પ્રમાણે વિચાર કરીને સમુદ્રદત્તે તેની પાસે ઉભેલી વિષાને કહ્યું:–"બ્હેન! હાલને હાલ માતાજીને બોલાવી લાવ!" આ સાંભળી વિષા તેની માતાને બોલાવવા સારૂં ચાલી ગઇ.

વિષાના ગયા પછી સમુદ્રદત્તે દામન્નકનો વિચાર જાણવા માટે તેને પૂછ્યું–"કુમાર! મ્હને મ્હારા પિતાની આજ્ઞા છે કે આ પત્ર લાવનાર કુમારની સાથે વિષાનું લગ્ન કરવું, તેમાં તમો સમંત છો ને?"

વિષાએ પ્રથમથીજ દામન્નકને તે વિષેની હકીકત નિવેદન કરેલી હોવાથી તેને વધુ નહિ બોલતા કહ્યું:–"કુમાર! તમારા પિતાની આજ્ઞા મારે સંમત છે?"

થોડા સમય પહેલાં વિષા તેની માતાને બોલાવવા ગઈ હતી, તે તેની માતાને બોલાવી લાવી. પોતાની માતાને પાસે આવેલા જોઈને સમુદ્રદત્તે કહ્યું:–" માતાજી ! મેં તમને અહીં આગળ શા માટે બોલાવ્યા છે તે તમે જાણો છો ?"

આ સાંભળી તેની માતાએ કહ્યું:–" ના ! મને શા માટે અહિં આગળ બોલાવવામાં આવી છે તે સત્વર જણાવ."

આ સાંભળી સમુદ્રદત્તે પોતાની માતાને સાગરશેઠના પત્રમાં લખેલી સર્વે હકીકત કહી, તેથી તેની માતા હર્ષમાં આવી ગઇ.

સાગરશેઠની સ્ત્રીએ દામન્નકને જોવાથી વિચાર કરવા લાગી કે–" આ કુમારને મે પ્રથમ જોએલો છે. હા ! હવે મ્હને યાદ આવ્યું કે તે મણિયાર શેઠનો પુત્ર છે. " આ પ્રમાણે વિચાર કરી તેને દામન્નકને બતાવીને વિષાને પૂછ્યું–" વ્હાલા ! લાયક યોગ્ય પતિ આ કુમારને વ્હાલા પિતાએ પસંદ કર્યો છે. તો હવે ત્હારો શો વિચાર છે ?"

આ પ્રમાણે પોતાની માતાના કહેવાથી વિષાએ કાંઈ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ. અને શરમાળ થઈ નીચું નીહાળી બેસી રહી. આથી તેની માતાએ બીજી વખત તેને પૂછ્યું એટલે તે બોલી–" માતાજી ! મ્હારા લાયક યોગ્ય પતિ આ કુમારને મ્હારા પિતાજીએ પસંદ કર્યા છે. તો તેમની આજ્ઞાને તાબે થવું તે મ્હારી ફરજ છે."

આ સાંભળી તેની માતાએ કહ્યું:—"પુત્રી ! તું પુરેપુરી ભાગ્યશાળી ખરી કે ત્હારા યોગ્ય ભાગ્યવાન પતિ મળ્યો."

"માતા ! પરભવનાં પુણ્યના ઉદયથીજ હું આ ભવમાં ભાગ્યવાન પતિ મેળવવા ભાગ્યશાળી થઇ છું." વિષાએ જવાબ આપ્યો.

થોડા સમયપછી સમુદ્રદત્તે સગાં સ્નેહીજનોને બોલાવ્યા, અને વિષાના લગ્નના સમાચાર તેઓને કહી સંભળાવ્યા. તેથી તેઓ વિષાને માટે ઉત્તમ પતિ જાણી હર્ષમાં આવી ગયા. તે દિવસે શુભ મુહૂર્ત્ત હોવાથી, તેજ દિવસે વિષાનું લગ્ન સમુદ્રદત્તે સગાં સ્નેહીજનોની સમક્ષ ગીત અને વાજીંત્રોના મહોત્સવપૂર્વક ધામધુમથી દામન્નકની સાથે કરી દીધું.

આ શુભ સમાચાર રાજગૃહ નગરમાં ચોતરફ ફરી વળવાથી લોકો સાગરશેઠની વાહવાહ બોલવા લાગ્યા.

---

## પુષ્પ માળા—

જે જે સમયે જીવ જે જે ભાવમાં પ્રવર્તે છે તે તે સમયે તેવાં તેવાં શુભાશુભ કર્મ બાંધે છે.

જેઓની પાસે શિલરૂપી અલંકાર છે તેઓના દેવતાઓ પણ સેવક થઇને રહે છે. સિદ્ધિઓ પણ આવી મળે છે, અને સંપત્તિ તો સમીપેજ હાજર રહે છે.

# પ્રકરણ ૧૩ મું.

## પિતા—પુત્ર.



પ્રાતઃકાળમાં સાગરશેઠ પોતાના ગોકુળમાં બેઠો બેઠો વિચાર કરે છે કે, મેં મ્હારા પુત્ર સમુદ્રદત્તને પત્ર આપવાને માટે દામન્નકને મોકલ્યા આજ બે દિવસ તો થઇ ગયા છે, અને મ્હારા પુત્ર સમુદ્રદત્તે મારો લખેલો પત્ર વાંચીને મારી આજ્ઞાનું યથાર્થ રીતે પાલન કર્યું હોવું જોઇએ. હવે હું અત્યારે રાજગૃહ નગરમાં જઉં તો કોઇ પણ જાતનો કિંચત્ માત્ર પણ વાંધો નથી.

આ પ્રમાણે વિચાર કરીને સાગરશેઠ થોડા સમય પછી ગોકુલમાંથી રાજગૃહનગર તરફ આવવાને માટે નીકળ્યો. અને તે અનુક્રમે મુસાફરી કરતો રાજગૃહનગરમાં આવી પહોંચ્યો. ત્યાં તેને લોકોના મૂખથી પોતાની વ્હાલી પુત્રી વિષાના લગ્ન દામન્નકની સાથે થયાના સમાચાર સાંભળ્યા. આથી તેણે દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. અને તેના પુત્ર સમુદ્રદત્ત પર અતિ ક્રોધે ભરાયો. પણ હવે તેનો કિંચિત્ માત્ર પણ ઉપાય રહ્યો ન હતો.

સાગરશેઠે પોતાના ઘેર આવી તરતજ તેના પુત્ર સમુદ્રદત્તને તેની પાસે બોલાવ્યો, અને તેના પર અતિ કોપાયમાન થઇ કહ્યું.—

“ પુત્ર ! મેં ત્હારા પર વિશ્વાસ રાખી પત્ર લખ્યો હતો, તેનું તો પાલન કર્યું નહિ, અને મારી આજ્ઞાનું ઉલ્લઘંન કરી ત્હેં વિષાનું લગ્ન તે કુમાર સાથે કર્યું. શું હવે તને કોઈ કહેનાર રહ્યું નથી કેમ ? જો ત્હારે આવી રીતે વર્તવું હોય તો તું મ્હારા ઘરમાંથી સત્વર ચાલ્યો જા ? મ્હારે ત્હારૂં કાંઇ પણ કામ નથી. ”

આ પ્રમાણે તેના પિતા સાગરશેઠના વચન સાંભળવાથી સમુદ્રદત્તે નમ્રતાથી કહ્યું:—“ પિતાજી ! તમે આટલા બધા કોપાયમાન શા માટે થાવ છો ? જરા શાંત થઇને સાંભળો. તમે મ્હારા પર વિશ્વાસ રાખી જે પત્ર લખ્યો હતો, તેનું તો મેં યથાર્થ રીતે પાલન કર્યું છે. મેં તમારી આજ્ઞાનું જરા પણ ઉલ્લંઘન કર્યું નથી, અને કરવાને ઇચ્છતો પણ નથી. ”

આ સાંભળી સાગરશેઠે કહ્યું—“ શા માટે હજી પણ અસત્ય બોલે છે ? જે માણસ સત્ય વચન બોલે છે તેની દેવતાઓ પણ હંસરાજાની પેઠે પ્રશંસા કરે છે. માટે મ્હારૂં કહેવું માનીને હજી પણ જે સત્ય હકીકત હોય તે મને જણાવ. ”

આ સાંભળી સમુદ્રદત્ત બોલ્યો–" પિતાજી ! હું જે હકીકત કહું છું તે સત્ય છે ! તમોએ હમણાં હંસરાજાનું નામ કહ્યું તે હંસરાજા કોણ હતો ? "

આ સાંભળી સાગરશેઠ બોલ્યો–હે પુત્ર ! સાંભળ–

આ ભારતક્ષેત્રમાં રાજપુર નામનું નગર છે. તે નગરમાં હંસ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે રાજા જૈન ધર્મનું ઉત્તમ પ્રકારથી આરાધન કરતો હતો, અને તે બીજા મૃષાવાદ વિરમણ વ્રતને આરાધતો હતો.

રત્નશ્રૃંગ નામના પર્વત ઉપર શ્રી આદિનાથનું મંદિર આવેલું છે. ત્યાં ચૈત્ર માસની પુનમને દિવસે યાત્રા માટે બહુ યાત્રાળુજનો એકઠા થતાં હતાં. તેથી હંસરાજા પણ થોડા સુભટો સાથે લઇને યાત્રા કરવા માટે ચાલ્યો. અનુક્રમે તે મુસાફરી કરતો કરતો અર્ધે રસ્તે આવી પહોંચ્યો. એટલે પાછળથી કોઇ એક સુભટે ઉતાવળથી આવીને તેને કહ્યું.—

" હે રાજન્ ! તમને યાત્રા માટે ગયેલા જાણીને અર્જુન રાજાએ અકસ્માત્ રાજપુર નગરમાં ચડી આવી સુભટોને મારીનાંખી તમારૂં રાજ્ય લઇ લીધું છે. તેથી એકાંતમાં સંતાઇ રહેલા પ્રધાને આપને ખબર આપવા માટે મને તમારી પાસે મોકલ્યો છે માટે હે રાજન ! તમે અહિં આગળથી પાછા વળો, અને નગરમાંથી અર્જુન રાજાને કાઢી મુકીને ગાદીથી નાના માટે જાઓ તો સારૂં "

તે સુભટના આવાં વચન સાંભળીને હંસરાજાએ કહ્યું:—
" હે સુભટ ! પૂર્વભવના પુણ્યથી મેળવેલા જિનયાત્રાને ત્યજી દઈ રાજ્યને માટે કયો મૂર્ખ પુરૂષ દોડે ? માટે હે સુભટ ! મ્હારૂં રાજ્ય જાય તેની મને કિંચિત્ માત્ર પણ પરવા નથી. પરંતુ હું તો યાત્રા કરીનેજ પાછો વળીશ. "

આ પ્રમાણે કહી હંસરાજાએ આગળ ચાલવા માંડયું. રાજાને આગળ ચાલતા જોઈ તેની સાથેના સુભટો પોતાના સ્વજનની સંભાળ લેવા માટે પાછા વળવા લાગ્યા, તેથી રાજા હર્ષ પામવા લાગ્યો. છેવટે એક છત્ર ધરનારા સેવક સહિત તે હંસરાજા એક અરણ્યમાં આવી પહોંચ્યો, અને વિચાર કરવા લાગ્યો કે—" મ્હારી પાસે મુલ્યવાન વસ્ત્રો, જવાહીર, અને આ પાણીદાર ઘોડા છે, તેના લોભથી ભીલ્લ લોકો મ્હને મારી નાંખશે, " આ પ્રમાણે વિચાર કરીને તે હંસરાજાએ પોતાના છત્ર ધરનાર સેવકને સર્વ વસ્તુઓ આપી દીધી, અને પોતે એકલાએ તીર્થયાત્રા કરવા માટે આગળ પ્રયાણ કર્યું.

થોડા સમય પછી એક મૃગ રાજાની પાસે થઈને નાશી ગયો. તે મૃગને પકડવા માટે તેની પાછળ એક ભીલ્લ હાથમાં બાણ ચડાવેલા ધનુષ્યને લઈને હંસરાજાની પાસે આવ્યો અને હંસરાજાને પૂછયું—

" હે સત્પુરૂષ ! ત્હારી આગળથી હમણાં જે મૃગ

નાશી ગયો તે કયા રસ્તે ગયો તે મને કહે. કારણ કે તે મૃગને મારી મ્હારે તેનું ભક્ષણ કરવું છે."

ભીલ્લના આવાં વચન સાંભળી હંસરાજ વિચાર કરવા લાગ્યો કે-"જો હું આને સત્ય કહીશ તો તે મૃગને મારી નાંખશે, અને જો હું અસત્ય કહું છું તો મ્હારા વ્રતનો ભંગ થશે. માટે આને કોઈપણ ઉપાય રચી સમજાવું."

આ પ્રમાણે વિચાર કરી હંસરાજાએ તે ભીલ્લને કહ્યું હે ભીલ્લ! તું મને વાતો પૂછે છે તો હું તને કહું છું કે, હું માર્ગમાં ભૂલો પડયો છું."

ભીલ્લ—અરે! હું તને એમ પૂછું છું કે ત્હારી આગળથી મૃગ નાશીને કયાં ગયો તે કહે.?"

હંસરાજા—"તું મ્હારૂં નામ પૂછે છે? મ્હારૂં નામ હંસ છે."

ભીલ્લ—"અરે! તને ત્હારૂં નામ કોણ પૂછે છે? હું તો એમ પૂછું છું કે ત્હારી આગળથી મૃગ નાશીને કયાં ગયો તે કહે."

હંસરાજા—"તું મ્હારૂં ઘર પૂછે છે? મ્હારૂં ઘર રાજપુરમાં છે."

ભીલ્લ—"તને ત્હારૂં ઘર કોણ પૂછે છે? બીજું બીજું આડુઅવળું શા માટે બોલે છે? હું ત્હને પૂછું તેનો સીધી રીતે જવાબ આપ. નહિ તો હાડકા પાંસળાં બાદા

થઈ જશે. બોલ ! ત્હારી આગળથી મૃગ નાશીને ક્યાં ગયો તે કહે ?"

હંસરાજા—"તું મ્હારૂં કુળ પૂછે છે ? હું ક્ષત્રિય કુળનો છું."

ભીલ—"શું તું બહેરો છે ?"

હંસરાજા—"તું મને આ માર્ગે જવાનું કહે છે ? હું તે માર્ગે જઇશ."

હંસરાજાના આવાં વચન સાંભળી ભીલ્લે વિચાર કર્યો કે—"આ કોઇ મૂર્ખનો સરદાર છે, તેને જે પૂછું છું તેનો સીધો જવાબ નહિ આપતા આડોઅવળો જવાબ આપે છે. ક્યાં મ્હારી સાથે આ મૂર્ખનો સમાગમ થયો." આમ વિચાર કરી તે ભિલ્લ નિરાશ થઇ પોતાને સ્થાને ગયો. ત્યારપછી હંસરાજા પણ આગળ ચાલ્યો.

થોડે દૂર ગયા પછી હંસરાજાને એક મુનિ મહારાજ મળ્યા. તેથી તે મુનિમહારાજને વંદના કરી આગળ ચાલ્યો. થોડે દૂર ગયા પછી તેને બે ભિલ્લો સામા મળ્યા.

તે ભિલ્લોએ હંસરાજાને જોઈ પૂછયું કે—"હે મુસાફર ! આટલામાં ત્હેં કોઇ સાધુને જતાં દીઠાં. કારણ કે આ વનમાં સુર નામનો પલ્લીપતિ રહે છે, તે આજે કેટલાક ચોરોને સાથે લઇ ચોરી કરવા માટે નીકળ્યો, તેવામાં તેણે સામેથી એક સાધુને આવતા દીઠા. તેને જોવાથી 'અ-

મંગળ થયું ' તેથી તે સાધુને મારી નાંખવા માટે પલ્લી-
પતિએ અમને મોકલ્યા છે. માટે તે સાધુ કઈ બાજુએ ગયો
તે અમને કહે ? "

તે ભીલ્લોના આવાં વચન સાંભળી હંસરાજાએ
વિચાર કર્યો કે–"જો હું સત્ય કહું છું તો તેઓ મુનિ
મહારાજનો ઘાત કરશે, અને જો સત્ય નહિ કહું તો વ્રતનો
ભંગ થશે. માટે આ બન્નેને પણ યુકિતથી સમજાવું."

આ પ્રમાણે વિચાર કરી હંસરાજાએ તે ભિલ્લો પૂછયું.
"તમોએ મ્હને શું પૂછયું ? તે મેં સાંભળ્યું નથી માટે
તમે મ્હને ફરીથી પુછો."

**ભીલ્લો**—"ત્હારી આગળ થઈ સાધુ કઈ બાજુએ
ગયો ? તે અમને કહે."

**હંસરાજા**—"હું તો શું કહું ? જે જુએ છે તે
બોલતા નથી, અને જે બોલે છે તે જોતી નથી."

**ભીલ્લ**—"અરે ! અમો તને એમ કયાં પુછીએ છીએ ?
અમે તો એમ પુછીએ છીએ કે ત્હારી આગળ થઇને સાધુ
કઈ બાજુએ ગયો ?"

**હંસરાજા**—"હું તો શું કહું ? જે જુએ છે તે
બોલતા નથી, અને જે બોલે છે તે જોતી નથી."

આ સાંભળી ભિલ્લોએ હંસરાજાને ફરીથી પૂછયું.
તોએ પણ હંસરાજાએ તે પ્રમાણેજ જવાબ દીધો. તેથી

ભીલ્લોએ હંસરાજાને મૂર્ખ ધારીને કહ્યું–" જા તું અમારી નજર આગળથી દૂર થા."

આ પ્રમાણે તે ભીલ્લો હંસરાજાને કહી ત્યાં આગળથી ચાલ્યા ગયા. એટલે હંસરાજા હર્ષ પામતો ત્યાંથી આગળ ચાલ્યો, અને સંધ્યા સમયે એક વૃક્ષ નીચે બેસી પ્રતિક્રમણ કરવા લાગ્યો.

આ વખતે તેજ વૃક્ષની ઘટામાં સંતાઇ રહેલા કેટલાક ચોર લોકો પરસ્પર વાત કરતા હતા કે, " આજથી ત્રીજે દિવસે અહિં આગળ થઈને સંઘ જવાનો છે તેને લુંટી લઇશું. અને સંઘની ચોકી કરવા રહેલા સુભટોને પકડી પકડીને મારી નાખીશું."

આ પ્રમાણે ચોરોના વચન સાંભળી હંસરાજા વિચાર કરવા લાગ્યો કે—" સંઘ અહિં આગળ આવશે એટલે તે ચોરો સંઘને લુંટી લેશે. સંઘમાં સાધુ સાધ્વી વિગેરે હશે તેમને પણ ચોરલોકો હેરાન કરશે. તો હું એકલો તે સંઘનું રક્ષણ શી રીતે કરી શકીશ ? "

આ પ્રમાણે હંસરાજા વિચાર કરે છે, એવામાં હાથમાં મશાલોવાળા માણુસો સહિત કેટલાક સુભટો રાજાની પાસે આવી પહોંચ્યા. તેમાંના કેટલાક સુભટોએ રાજાને જોઈ કહ્યું કે–" આ ચોર છે. " અને કેટલાકે તેની કાંતિ જોઈને કહ્યું કે–" એ ચોર નથી " પણ કોઇ મહાપુરૂષ છે.

પછી તે સુભટોએ હંસરાજાને પૂછ્યું–" હે મહાપુરૂષ ! તેં આટલામાં કોઇ ચોરોને દીઠા છે ? તે ચોરો અહિં આગળ થઈને જતાં સંઘને લુંટવાના છે એવું સંભળાય છે. અહિંથી થોડે છેટે શ્રીપુરનામનું નગર છે. ત્યાંના રાજાએ સંઘનું રક્ષણ કરવા માટે અને ચોરોને પકડવા માટે અમને મોકલ્યા છે. માટે તે વિષે ત્હારા જાણવામાં હોય તે કહે. "

સુભટોના આવાં વચન સાંભળી હંસરાજા વિચાર કરવા લાગ્યો કે–" જો હું ચોરોને બતાવું છું તો સુભટો તેઓને પકડીને લઈ જઈ મારી નાંખશે, માટે તેનું પાપ મને લાગશે. અને જો આ સુભટોને ચોરો ન બતાવું તો ચોરો સંઘને લુટી લઇ માણસોને મારી નાંખશે તેનું પાપ પણ મને લાગશે. માટે હવે મારે શું કરવું ? "

હંસરાજા આ પ્રમાણે વિચાર કરતો હતો તેવામાં તેને એક યુક્તિ સુઝી આવી, તેથી તેણે સુભટોને કહ્યું–" હે સુભટો ! મેં ચોરોને દ્રષ્ટિથી જોયા નથી, પરંતુ તમારે સંઘની પાસે જઇ તેની રક્ષા કરવા માટે જરા પણ વિલંબ કરવો યોગ્ય નથી. તે ચોરો પણ સંઘને લુંટવા માટે ત્યાં આગળ આવશે. "

હંસરાજાના આવાં વચન સાંભળી સુભટો પણ ક્ષણવાર ન રોકાતા તરતજ સંઘની રક્ષા કરવા માટે ચાલ્યા ગયા અને અનુક્રમે તેઓ સંઘ પાસે આવી પહોંચ્યા.

સુભટોના ગયા પછી જે ચોરો વૃક્ષની ઘટામાં સંતાઇ ગયા હતા, તે ઘટામાંથી બહાર નીકળી હંસરાજા પાસે આવી કહેવા લાગ્યાં–" હે પુણ્યાત્મા ! તમે અમને પરસ્પર વાતો કરતાં જાણુતાં હોવા છતાં પણ તમોએ તે સુભટોને કહ્યું નહિ, માટે તમોએ અમારૂં રક્ષણ કર્યું છે, તેથી તમો અમારા પ્રાણદાતા પીતા છો."

આ પ્રમાણે તે ચોરો હંસરાજાને કહીને ચાલ્યા ગયા. ત્યારપછી હંસરાજાએ સવારમાં આગળ ચાલવા માંડયું. એવામાં કેટલાક અશ્વારોએ પાછળથી આવીને હંસરાજાને કહ્યું.

" હે મુસાફર ! તેં હંસરાજાને અહિં આગળથી જતો દીઠો છે ? કારણ કે અમારા અર્જુન રાજાએ રાજપુર નગર ઉપર ચઢાઇ કરી તે નગર જીતી લીધું છે. તે વખતે ત્યાંનો રાજા હંસ કયાંઇ નાશી ગયો છે, તેને પકડવાને માટે અમારા રાજાએ અમને મોકલ્યાં છે. માટે તે હંસરાજાને જોયો હોય તો અમને બતાવ. અમે તેને પકડી મારી નાંખીએ."

આથી હંસરાજા વિચાર કરવા લાગ્યો કે–મ્હારા જીવિતને માટે હું શા માટે અસત્ય બોલું. ભલે તે મને પકડીને મારી નાંખે, પરંતુ હું પ્રાણાંતે પણ અસત્ય વચન નહિ બોલું."

આ પ્રમાણે વિચાર કરી તે હંસરાજાએ અશ્વારોને કહ્યું–" તમે જેની શોધ કરો છો તેજ હું હંસરાજા છું. માટે તમારા રાજા પાસે મને પકડીને લઇ જાવ."

આ પ્રમાણે કહી હંસરાજાએ નવકાર મંત્રનું સ્મરણ કર્યું. એટલામાં આકાશવાણી થઇ કે–"હે સત્યવાદી હંસ-રાજા! તું જય પામ! જય પામ! એમ કહીને એક યક્ષ રાજાની પાસે પ્રકટ થયો, અને કહ્યું–"હે રાજન! હું ત્હારા સત્ય વચનથી પ્રસન્ન થયો છું. તું જે તીર્થની યાત્રાએ જાય છે તે યાત્રાનો દિવસ આજ છે. માટે તું મ્હારી સાથે વિમાનમાં બેસીને તે તીર્થ ઉપર ચાલ."

યક્ષનાં આવાં વચનથી હંસરાજા હર્ષ પામતો તે યક્ષની સાથે વિમાનમાં બેઠો, અને તે તીર્થમાં જઇ પુષ્પ તથા ચંદનથી જિનરાજનું પુજન કરી યાત્રા મહોત્સવ કર્યો. ત્યારપછી તે યક્ષ હંસરાજાને તેના રાજપુર નગરમાં લઇ ગયો, અને તેના શત્રુ અર્જુન રાજાને બાંધીને તેની પાસે લાવ્યો. તેથી હંસરાજાએ યક્ષની પાસેથી તેના શત્રુ અર્જુન રાજાને છોડાવ્યો.

ત્યાર પછી યક્ષે પોતાના દેવ સેવકોને બોલાવી હંસ-રાજાને બતાવીને કહ્યું કે–"આ પુણ્યાત્મા હંસરાજાનું વિઘ્નોથી રક્ષણ કરવું." આમ કહીને હંસરાજાની રજા લઇ તે યક્ષ ચાલ્યો ગયો.

હંસરાજા પણ સત્ય વચનના પ્રભાવથી દિવ્ય સંપતિ ભોગવીને અંતે સ્વર્ગે ગયો.

સમુદ્રદત્તે હંસરાજાનું ચરિત્ર સાંભળી કહ્યું–"પિતાજી!

હું પણ હંસરાજાની પેઠે સત્યજ કહું છું. પણ કદાચ મ્હારાથી કાંઇ પણ ભૂલ થઈ ગયેલી હોય તો જણાવો."

"શું મ્હારૂં કપાળ જણાવું? હજુ પણ તું ત્હારી ભૂલ કબુલ કરતો નથી. અને ઉપરથી 'ચોર કોટવાળને દંડે' તેવું કરે છે. લાવ! મેં તને જે પત્ર લખ્યો હતો તે પત્ર લાવ! એટલે હું ત્હારી ગંભીર ભૂલ તને બતાવું." સાગરશેઠે ક્રોધે ભરાઇને કહ્યું.

આ પ્રમાણે સાંભળવાથી સમુદ્રદત્તે તે પત્ર સાગરશેઠને આપ્યો. સાગરશેઠે પત્રને સંપૂર્ણ વાંચી જોયો. પત્રને વાંચીને તે એકદમ આશ્ચર્યચકિત બની ગયો. તેથી તેને પત્રને બે ત્રણવાર ફરીથી વાંચી જોયો, અને વિચાર કરવા લાગ્યો.

"અહા! મેં ધાર્યું હતું શું? અને બની ગયું શું? મને સંપૂર્ણ ખાતરી છે કે મેં આ પત્રમાં કુમારને વિષ આપવાનું લખ્યું હતું પણ ભૂલતો મ્હારી પોતાનીજ થઇ ગઈ કે તેને બદલે તો વિષા લખાયેલું નીકળ્યું. મેં મ્હારા હાથેજ મ્હારા પગ પર કુહાડો માર્યો તેમાં પુત્રનો શો દોષ? તેણે તો મ્હારી આજ્ઞાનું યથાર્થ રીતે પાલન કર્યું છે. અને તે મ્હારી આગળ સત્ય વચન બોલતો હતો. નાહક તેના પર હું ક્રોધે ભરાયો. અહા! દામન્નકનું પુણ્ય ચડતું છે."

આ પ્રમાણે સાગરશેઠને વિચાર કરતા જોઈને સમુદ્રદત્તે પૂછ્યું.

" પિતાજી ! પત્રને વાંચીને તમે એકદમ શું વિચારમાં પડી ગયા. તે હરકત ના હોય તો જણાવશો."

આ પ્રમાણે સમુદ્રદત્તના કહેવાથી સાગરશેઠે પોતાના હૃદયમાં વિચાર્યું કે, આ પત્રમાં ખરી શી બીના હતી, તે તેના જાણુવામાં લગારે નથી.

ત્યાર પછી સાગરશેઠે હર્ષથી સમુદ્રદત્તને કહ્યું:– " પુત્ર ! તું મ્હારા કુળમાં એક હીરો પાકયો છું. હું ત્હારા પર ક્રોધે ભરાઇ અત્યાર સુધી ત્હારી પરિક્ષા કરતો હતો. તે મ્હારી આજ્ઞાનું પાલન કરી મ્હારી ગેરહાજરીમાં મ્હારી કીર્તિને સાચવી તેમાં વધારો કર્યો છે, તેના વિચારો મ્હારા હૃદયમાં કરી રહ્યો હતો."

સાગરશેઠના આવાં વચન સાંભળી સમુદ્રદત્તે નમ્રતાથી કહ્યું–" પિતાજી ! તમારી આજ્ઞામાં રહી, તમારી આજ્ઞાનું યથાર્થ રીતે પાલન કરી મેં મ્હારી ફરજ બજાવી છે; માટે હવે જે આજ્ઞા હોય તે મને ફરમાવો."

આ સાભળી સાગરશેઠે કહ્યું–" પુત્ર ! ત્હારે જવું હોય તો સુખેથી જા. હમણા મ્હાર ત્હારૂં કામ નથી."

સાગરશેઠના આવાં વચન સાંભળી સમુદ્રદત્ત ત્યાં આગળ ન ચાલતો થયો.



# પ્રકરણ ૧૪ મું.

## સુભટોને આજ્ઞા.



સમુદ્રદત્તના ગયા પછી સાગરશેઠ વિચાર કરવા લાગ્યો કે-" મ્હારા હાથે મહાન ગંભીર ભૂલ થઇ જવાથી દામન્નક મ્હારો જમાઈ થયો. હવે હું તેનો શી રીતે નાશ કરી શકીશ. જો નાશ કરૂં છું તો મ્હારી એકની એક પુત્રી વિષા વિધવા થશે? અને જો તેનો નાશ કરતો નથી તો તે મ્હારી અખુટ માલ મીલકતનો માલીક થશે? હવે મ્હારી સ્થીતિ સુડી વચ્ચે સોપારીના જેવી થઇ છે. મેં તેનો નાશ કરવાને માટે પ્રયત્નો કર્યા, પણ તેનું પુણ્ય ચડતું હોવાથી મ્હારા કરેલા પ્રયત્નો નીષ્ફળ નિવડયા. આમ અફસોસ કરે શું વળવાનું છે? કાંઈ વાંધો નહિ. ભલે તે મ્હારા કરેલા પ્રયત્નોમાં ફાવી જાય. મ્હારી પુત્રી વિધવા થાય તેની મને દરકાર નથી પણ તેને કાળાંતે પણ મ્હારી મીલકતનો માલીક થવા નહિ દઉં. જ્યાં સુધી મ્હારા હૃદયમાં પ્રાણ છે, ત્યાં સુધી તો હું તેનો નાશ કર્યા શિવાય રહેવાનો નથી."

આ પ્રમાણે વિચાર કરીને સાગરશેઠે તેના એક વિશ્વાસુ સેવકને એકાંતમાં બોલાવીને કહ્યું-" મેં તને શા માટે બોલાવ્યો તે તું જાણે છે?"

"ના! તમે મને શા માટે અત્રે બોલાવ્યો તે કૃપા કરી જણાવો." સેવકે હાથ જોડીને કહ્યું.

"મ્હારે એક અગ્યતનું કામ છે, તે ત્હારાથી સફલ થશે?" સાગરશેઠે પૂછ્યું.

"તે કામ મ્હારાથી થાય એવું હશે તો આ આપનો સેવક પોતાનો જીવ આપીને તે કામ સફલ કરશે. માટે સેવક પર વિશ્વાસ રાખી જે કામ હોય તે જણાવો."

"મને ત્હારા પર સંપૂર્ણ વિશ્વાસ છે કે તે કામ ત્હારાથી સફલ થશે."

"કહો ત્યારે આ સેવકને શી આજ્ઞા છે."

"હાલમાં હું એક મહાન વિપત્તિમાં આવેલો છું. તે તું જાણે છે?" સાગરશેઠે કહ્યું.

"ના?" સેવકે જવાબ આપ્યો.

"મ્હારા વિશ્વાસુ સેવક તે કામ કહેતાં મ્હારી જીભ ઉપડતી નથી, પણ ન છુટકે મ્હારે તને જણાવવું પડે છે કે, મ્હારો જમાઇ મ્હારો કટ્ટો દુશ્મન છે. તેનો કોઇપણ ઉપાયથી નાશ કરવો છે." સાગરશેઠે કહ્યું.

સાગરશેઠના આવાં વચન સાંભળીને સેવકે આશ્ચર્ય-ચકિત થઇ પૂછ્યું.

"શેઠજી! વિમા બ્હેનના લગ્ન તમારા પરથી સમુદ્રદત્તે તેની સાથે કર્યાં છે, તે ક્યાં તમારાથી અજાણ્યું છે. અને તમે કહો છો કે મ્હારો જમાઇ મ્હારો દુશ્મન છે તે

શી રીતે માનવામાં આવે. તમે શું બોલો છો તેની મને કાંઇ સમજણુ પડતી નથી."

"તેની સાથે વિષાનું લગ્ન મારી એક ભુલના પરિણામથી થયું છે." સાગરશેઠે કહ્યું.

"એટલે?" સેવકે શંકા લાવીને પૂછયું.

સેવકના આવાં વચન સાંભળી સાગરશેઠે તે સેવકને અથથી તે ઇતિ સુધીની સર્વે હકીકત કહી. સાગરશેઠના મૂખેથી હકીકત સાંભળીને તે સેવક એકદમ દિંગમુંઢ બની ગયો, અને તેના હૃદયમાં દામન્નક પ્રત્યે દયા ઉત્પન્ન થવાથી સાગરશેઠને ધર્મ વિરૂદ્ધ કાર્ય કરવાને તૈયાર થયેલા જાણીને તે સેવક નમ્રતાથી બોલ્યો.

"શેઠજી! તમારે ધર્મ વિરૂદ્ધ કાર્ય કરવું એ યોગ્ય લાગતું નથી. તમે તમારી પુત્રીની શી દશા થશે તેનો કાંઇપણ વિચાર કર્યો છે? અહા! તમારાં જમાઇના મુખાર્વિંદ પરથી સ્પષ્ટ જણાય છે કે તે એક ભાગ્યશાળી, પુણ્યવાન પુરૂષ છે. તમે તેનો નાશ કરવા માટે જે જે પ્રયત્નો કર્યાં તેમાં તમે નીષ્ફળ નીવડયા તે તમે સારી રીતે જાણો છો, માટે હવેથી તમારા હૃદયમાં એવા દુષ્ટ વિચારો લાવશો નહિ."

સેવકના આવાં વચન સાંભળી સાગરશેઠે ગુસ્સે થઇ કહ્યું–"જાણ્યું ત્હારૂં ડહાપણ! મેં તને અહીં આગળ ત્હારી સલાહ લેવા બોલાવ્યો નથી. ત્હારાથી આ કાચ થશે કે નહિ તે મને સત્વર કહે!"

" શેઠજી ! તે કાર્ય ધર્મ વિરૂદ્ધ હોવાથી મ્હારાથી કાળાંતે પણ થશે નહિ. અહા ! તમે મ્હારા શેઠ છે। એટલે હું તમને વધારે કાંઈ પણ કહી શકતો નથી. શેઠજી આ કાર્યમાં તમારૂં હિત નથી, અને તેનું પરિણામ ખરાબ આવશે તે અવશ્ય જાણજો. "

" મને લાગે છે કે આજ ત્હારૂં ચિત્ત કંઇ ઠેકાણે નથી. તું કોની સામે બોલે છે તેનું તને જરાપણ ભાન છે ! ત્હારા જેવા મૂર્ખ સેવકોનું કહ્યું માનશે તો આ સૃષ્ટિ ચાલશે નહિ. માટે મ્હારૂં કહ્યું માનીને તું માનીજા."

" શેઠજી ! અત્યારે હું તમારો તાબેદાર સેવક છું. તમારી આજ્ઞા ઉઠાવવી એ મ્હારો ધર્મ છે. પણ તે ધર્મ વિરૂદ્ધ કાર્ય હોવાથી તે કાર્ય મારાથી બનશે નહિ. આ શિવાય બીજું કાંઈપણ કાર્ય હોય તો તે મને કહો. "

આ પ્રમાણે સેવકના વચન સાંભળવાથી સાગરશેઠે વિચાર કર્યો કે—" સેવક ! આમ કહ્યું માનવાનો નથી. માટે તેને કોઈપણ પ્રકારની લાંચ આપી તે કાર્ય તેની પાસેથી કરાવી લઉં.

આ પ્રમાણે સાગરશેઠે વિચાર કરી સેવકને કહ્યું—" તું મ્હારો વફાદાર સેવક છું તેથી હું ત્હારા પર પ્રસન્ન થઈને આ નજીવી ભેટ આપું છું, તે તું સ્વીકારી લઈશ એવી હું

આશા રાખુ છું. ” આમ કહીને સાગરશેઠે પાંચસો રૂપી-
આની થેલી તે સેવકની સામે મુકી.

આથી તે સેવકે તે રૂપીયાની થેલી સાગરશેઠને પાછી
આપીને કહ્યું–“ શેઠજી ! તમે મ્હારા પર આટલી બધી
જે ઉદારતા બતલાવી છે તેથી હુ આપનો ઉપકાર માનું
છું, પણ શેઠજી! આ પ્રસંગે તે રૂપીયાની થેલીનો સ્વીકાર
હું કરી શકતો નથી. ”

“ તું મ્હારી આપેલી બક્ષિસનો સ્વીકાર કરતો નથી ? ”
સાગરશેઠે પૂછ્યું.

“ ના ” ! સેવકે જવાબ આપ્યો.

“ તું વધારે ડાહ્યો શું કામ થાય છે ? તું મ્હારા
કહેવા પ્રમાણે વર્તીશ તો ત્હારી આખી જીંદગી સુધી ચાલે
તેટલું દ્રવ્ય હું તને બક્ષિસ આપીશ. માટે ત્હારી હઠ છોડી
દઇને તું મ્હારી આજ્ઞાનું પાલન કર. ” સાગરશેઠે કહ્યું.

“ માફ કરો ! તમારૂં દ્રવ્ય તમારી પાસે રાખો ! શું
તમે મને દ્રવ્યની લાલચ આપી તમારૂં તે કાર્ય સાધી
લેવા ધારો છો. પણ તે કાર્ય આ સેવકથી કદાપી પણ થશે
નહિ તે અવશ્ય જાણુજો. તમારૂં દ્રવ્ય મ્હારા શરીરના પર-
સેવા જેવું છે. અનીતિથી મેળવેલું દ્રવ્ય જેવું આવે છે તેવું
પાછું જતુ રહે છે. નીતિથી મેળવેલી એક પાઈ પણ કરોડો
સોના મોહોરો જેવી છે. સેવકે જવાબ આપ્યો.

" ચુપ કર ! તું કોના પર આટલો બધો મીજાજ રાખે છે ? યાદ રાખજે કે હવે ત્હારા દિવસો ભરાઇ ગયા છે. જ્યાં સુધી તું મ્હારી નોકરીમાં છું, ત્યાં સુધી ત્હારે મ્હારી આજ્ઞાને તાબે થવું પડશે. " સાગરશેઠે ધમકી આપીને કહ્યું.

" શેઠજી ! મને મ્હારી નોકરી જશે તેનો કિંચિત્ માત્ર પણ શોક નથી. મ્હારા ભાગ્યમાં જે લખેલું હશે તે કોઇનાથી મિથ્યા થશે નહિ. હું કાળાંતે પણ ધર્મ વિરૂદ્ધ કાર્ય કરીશ નહિ, અને તમને ફરીથી પણ કહું છું કે તમારા હૃદયમાંથી એ દુષ્ટ વિચારોને તિલાંજલી આપો. ધર્મ કાર્યમાં ચિત પરોવી ધર્મ કાર્ય કરશો તેમાં તમારૂં શ્રેય સમાયેલું છે. " સેવકે કહ્યું

સેવકના આવાં વચન સાંભળી સાગરશેઠને સંપૂર્ણ ખાત્રી થઈ કે તે તેના વિચારોથી કિંચિત્ માત્ર પણ ચલાયમાન થતો નથી. અને ધારેલું કાર્ય તેનાથી પરિપૂર્ણ થશે નાહ. તેથી સાગરશેઠે બાજી સમેટવા માંડી.

ત્યારપછી સાગરશેઠે તેને કહ્યું–" શાબાશ ! સેવક શાબાશ ! ત્હારા જેવો પ્રમાણિક સેવક મેં મ્હારી જીંદગીમાં જોયો નથી. મેં ત્હારી કસોટી કરવા માટેજ આ પ્રશ્ન ત્હારી આગળ કર્યો હતો. ત્હારા ઉત્તમ વિચારો ત્હારા હૃદયમાં હંમેશાં જાળવી રાખજે. ધન્ય છે ત્હારા માત પિતાને ! હવે ત્હારે જવું હોય તો સુખેથી જા. "

સાગરશેઠના આવાં વચન સાંભળી સેવકે કહ્યું–"શેઠજી ! મ્હારાથી તમને કાંઇ પણ અયોગ્ય બોલાયું હોય તો ક્ષમા કરશો."

આ પ્રમાણે કહીને તે સેવક ત્યાં આગળથી ચાલ્યો ગયો. પણ તેને સાગરશેઠના વિચારોમાં પરિવર્તન થવાથી સાગરશેઠ પર શંકા લાવી વિચાર કર્યો કે–" મને સમજાવવા માટે સાગરશેઠે દુષ્ટ ધારણા ફેરવી નહિ હોય ? કદાચ એમ પણ બની શકે. માટે વિષા પાસે જઇ તેને આ વાતથી વાકેફ કરૂં નહિ તો તેનુ જીવન ધૂળધાણી થશે."

આ પ્રમાણે વિચાર કરીને તે સેવક વિષા પાસે આવ્યો, અને વિષાને સર્વ હકીકત નિવેદન કરી પોતાના સ્થળે તે ચાલ્યો ગયો.

સેવકના મુખેથી હકીકત સાંભળીને વિષાના હૃદયમાં ચિંતા ઉત્પન્ન થઇ.

સેવકના ગયા પછી સાગરશેઠે થોડો સમય વિચાર કરીને પોતાની દુષ્ટ ધારણા પરિપૂર્ણ કરવાને માટે તેણે તેના સુભટોને બોલાવ્યા, અને કહ્યું–" હે સુભટો ! તમે મ્હારા સાચા પ્રમાણિક સુભટો હશો તો તમે મ્હારૂં અવશ્ય કાર્ય કરશો, અને તે કાર્યના બદલામાં તમને દરેકને સારૂં ઇનામ આપીશ."

ઈનામની વાત સાંભળીને સેવકોનું હૃદય તલપાપડ થઇ ગયું. તેથી સુભટોએ સાગરશેઠને કહ્યું-" શેઠજી ! અમે તમારૂં કહેલું વચન કદાપી મિથ્યા કરીશું નહિ. કહો ! સત્વર કહો ! આ તમારા સુભટોને શી આજ્ઞા છે ? "

સુભટોના આવાં વચન સાંભળી સાગરશેઠે કહ્યું-" હે મ્હારા સાચા બહાદુર સુભટો ! મ્હારે મ્હારા જમાઇનો કોઇ પણ ઉપાયથી નાશ કરવો છે માટે તમે તેનો ઉપાય મને બતાવો. "

શેઠજી ! અમે તમારી આજ્ઞાનું યથાર્થ રીતે પાલન કરી જેમ બને તેમ જમાઈનો જલદીથી ઘાટ ઘડવાનો પ્રયત્ન કરીશું. તે માટે તમે બેફિકર રહો ? " સુભટોએ જણાવ્યું.

" બહુ સારૂં ! જ્યાં સુધી જમાઇનો ઘાટ ઘડાય નહિ ત્યાં સુધી હું કદાપી જંપીને સુખે બેસી શકીશ નહિ માટે તે આપના પંજામાંથી છટકી જાય નહિ તે કાળજી-પૂર્વક ધ્યાન આપજો. " સાગરશેઠે સૂચના કરી.

" શેઠજી ! અમે એવા મૂર્ખ નથી કે અમારા હાથમાં આવેલી બાજીને જતી કરીએ. તે વિષે તમે કિંચિત્ માત્ર પણ ચિંતા રાખશો નહિ. "

એમ કહીને સાગરશેઠની રજા લઈ તે સુભટો પોત-પોતાના સ્થાને ચાલ્યા ગયા.

## પ્રકરણ ૧૫ મું.

## સમુદ્રદત્તનું મૃત્યુ.



સંધ્યા કાળનો સમય થયો હતો. સવિતા નારાયણ ધીરે ધીરે અસ્તાચળ તરફ અદ્રશ્ય થતાં હતાં. પક્ષીઓ પોતાના માળા તરફ જતાં દ્રષ્ટિગોચર થતાં હતાં. આ વખતે સાગરશેઠના મકાનના એક ભાગમાં વિષા શોકમગ્ન થઇ ચિંતા કરતી બેઠી હતી. આ વખતે દામન્નક તેણી પાસે આવી ચઢયો. તેને આવી વિષાના મુખ સામું જોયું તો વિષાના મૂખાર્વિંદ પર ચિંતાની છાયા પ્રસરેલી જણાવાથી તેણે મંદસ્વરે વિષાને કહ્યું.

" પ્રિયા ! આજ તું ચિંતાતુર કેમ જણાય છે ? તને ચિંતા થવાનું એવું તે વળી શું કારણ છે ? તે મ્હને સત્વર જણાવ. "

દામન્નકના આવાં વચન સાંભળી વિષા શોકમગ્ન થઇ બોલી—" સ્વામીનાથ ! મ્હારા પિતાજીએ તેમની દુષ્ટ વાંચ્છનાનો ત્યાગ હજુ સુધી કર્યો નથી. તે તેમની દુષ્ટ વાંચ્છનાને ફલીભૂત કરવા માટે પ્રયત્નો કરે છે, એવું મેં સેવકનાં મૂખથી સાંભળ્યું છે, ત્યારથીજ મ્હારા હૃદયમાં તે વિષેની ચિંતા ઉત્પન્ન થઇ છે. "

વિષાના મૂખેથી આ પ્રમાણે વચન સાંભળવાથી દામન્નકે આશ્વાસન આપી કહ્યું:–" પ્રિયા ! શા માટે તું ચિંતાતુર થાય છે ? જે આપણા ભાગ્યમાં લખ્યું હશે તે થશે, તેને કોઇ મિથ્યા કરવા શક્તિમાન નથી. હું નથી ધારતો કે હવે ત્હારા પિતાજી આપણા પર જુલ્મ વર્તાવે. માટે ત્હારે એવી શંકા હૃદયમાં રાખવી ન જોઇએ."

" સ્વામીનાથ ! હુ જે કહું છું તે સત્ય છે. તમે મ્હારા પિતાજીનો લેશ માત્ર પણ વિશ્વાસ રાખશો નહિ. નહિ તો તેનું પરિણામ સારૂ નહિ આવે તે અવશ્ય માનજો."

પ્રિયા ! કર્મની વિચિત્ર ગતિ છે. ઘડીકમાં રાય અને ઘડીકમાં રંક બનાવે છે. તેની સત્તા આગળ કોઈની પણ સત્તા ચાલતી નથી. પ્રિયા ! ત્હારા પિતાજીને જેટલી ત્હારી ચિંતા થશે, તેટલી બીજા કોઈને ત્હારી ચિંતા થશે નહિ. માટે ત્હારા હૃદયમાંથી એવી ચિંતા ત્યજી દઇને ધર્મ કાર્યમાં તત્પર રહે."

દામન્નકના આવાં વચન સાંભળી વિષાની ચિંતા કંઇક ઓછી થઈ. પણ તેણીએ ફરીથી દામન્નકને કહ્યું:–" સ્વામીનાથ ! તમે જે કહો છો તે સત્ય છે, પણ હવે આપણે મ્હારા પિતાજીના મકાનનો ત્યાગ કરી આપના મકાનમાં રહેવા જઇએ તો સારૂં. નહિ તો આપના માથે કઇ વખતે આફત આવી પડશે તેની આપણને ખબર નહિ પડે."

વિષાના આવાં વચન સાંભળી દામન્નકે તેનો મનોરથ પૂર્ણ કરવા માટે કહ્યું:–" પ્રિયા ! જો ત્હારી ઇચ્છા એમ હોય તો તું ત્હારા પિતાજીને કહે. હું ત્હારા વિચારોને મળતો છું."

આ સાંભળી વિષા બોલી–" સ્વામીનાથ ! તે વિષે મ્હારા પિતાજીને હું કાલે કહીશ."

આ સાંભળી દામન્નકે કહ્યું–" બહુ સારૂં !"

ત્યારપછી દામન્નક તેનાં મિત્રને ઘેર રાતે રાત્રીજગો હોવાથી વિષાની રજા લઇને તે મિત્રને ઘેર ગયો. અર્ધી રાતે દામન્નક ઘર તરફ પાછા ફરતાં ઘરનાં સઘળાં બારી બારણાં બંધ દીઠાં. તેથી તેણે વિચાર કરીને કોઈને પણ નહિ જગાડતા ઘરની બ્હાર પરશાળમાં એક ખાટલો પડયો હતો, તેના પર તે સૂતો.

થોડા સમય પછી જે સુભટોને સાગરશેઠે દામન્નકનો નાશ કરવા માટે કહેલું હતું તે સુભટોમાંથી એક સુભટે દામન્નકને ખાટલામાં સૂતેલો જોયો. તેથી તે સુભટે બીજા સુભટોને બોલાવી લાવી, તે સુભટોને દામન્નકને ખાટલામાં સૂતેલો બતાવ્યો. તેથી તે સુભટો પરસ્પર વાતચીત કરવા લાગ્યા.

તે સુભટોમાંથી પહેલો સુભટ બોલ્યો–" ભાઇઓ !

ચાલો શેઠને પૂછીને તેમના જમાઇને જલ્દીથી મારી નાંખીએ ? ”

આ સાંભળીને બીજો જે ઉતાવળીઓ સુભટ હતો તે બોલ્યો—“ ભાઇઓ ! શેઠે તો આપણને સમય આવે તેનો નાશ કરવાની આજ્ઞા કરેલી છે. તો શા માટે આપણે શેઠને પૂછવું જોઇએ ? મ્હારો વિચાર તો શેઠને પૂછ્યા વગર તેમના જમાઈને મારી નાંખવાનો છે.”

પહેલાં એ સુભટોના આવાં વચનો સાંભળીને ત્રીજો સુભટ જે વૃદ્ધ, ડાહ્યો અને ઠરેલ હતો તે બોલ્યો—“ભાઈઓ ! શા માટે આમ આટલા બધા ઉતાવળા થાવ છો? કાંઈ ઉતાવળ કરવાથી આંબા પાકતા નથી. જમાઈના સૂખાર્વિંદ પરથી સ્પષ્ટ જણાય છે કે તે એક પુણ્યાત્મા છે. તેણે આપણું કાંઇ પણ બગાડયું નથી. તો શા માટે તે પુણ્યાત્માનો આપણે લક્ષ્મીના લોભે નાશ કરી પાપના ભોકતા થઇએ.”

ત્રીજા સુભટના આવાં વચન સાંભળીને બીજો સુભટ એકદમ બોલી ઉઠયો—“ અરે ! ત્હારૂં ડહાપણ ત્હારી પાસે રાખ. તું વળી કયારનો આવો ધર્મિષ્ટ થઈ ગયો, કે અમોને શીખામણ આપવા આવ્યો છું. અમારે ત્હારી શીખામણની જરાપણ જરૂર નથી.”

આ સાંભળી પહેલો સુભટ બોલ્યો—“ ભાઇ ! પુછવાની જરૂર નથી એ સાચું, પણ કદાચ શેઠના વિચારો બદલાઈ

ગયા હોય તો આપણે નાહક માર્યા જઇએ. કારણ કે એવા દાખલાઓ ઘણુંએ બનેલા સાંભળ્યા છે. માટે શેઠની પાસે આપણે જઇ પૂછીને તેનો નાશ કરવો એવો મ્હારો અભિપ્રાય છે. ”

આ પ્રમાણે પહેલાંના વચન સાંભળીને બીજો બોલ્યો–“ ભાઇ ! જો ત્હારી એમ મરજી છે તો હું ત્હારા વિચારોને મળતો છું. પણ આ અક્કલ વગરનો ડોસો માનતો નથી તેનું શું કરીશું ? ”

પહેલાં તથા બીજા સુભટોને એક થઇ ગએલા જાણીને ત્રીજો જે વૃદ્ધ સુભટ હતો તે બોલ્યો–“ ભાઇઓ ! તમે બન્ને એક થઇ ગયા પણ કાંઇ ફિકર નહિ. તમે તમારી જુવાનીના જોશના અભિમાનમાં આટલા બધા ઉતાવળીયા થઇ ધર્મ વિરૂદ્ધ કાર્ય કરવાને તત્પર થયા છો, પણ તે પુણ્યાત્માનો નાશ કરવાને તમે કદાપી પણ શક્તિમાન થશો નહિ તે મ્હારૂં કહેલું તમે સત્ય માનજો. હું તમારા કાર્યની વચ્ચમાં આવવા જરાપણ ઇચ્છતો નથી. તમને હજુપણ કહું છું કે તમારા હૃદયમાંથી તે દુષ્ટ વિચારોને જડમુળમાંથી ઉખેડી નાંખો. પછી તો તમને જે રૂચિકર લાગે તે ખરૂં.” એમ કહીને તે સુભટ ત્યાં આગળથી ચાલ્યો ગયો.

તે સુભટના ગયા પછી પહેલો તથા બીજો સુભટ મનમાં આનંદ પામતાં શેઠની આજ્ઞા લેવા માટે ત્યાં આગળથી વિદાય થયાં.

જે ખાટલામાં દામન્નક સૂતો હતો તે ખાટલામાં ઘણાં માંકડ હોવાથી તેને કરડવા લાગ્યા. તેથી તે વિચાર કરી ખાટલામાંથી ઉઠી તેના મિત્રને ઘેર ગયો.

આથી તેના મિત્રે દામન્નકને પૂછયું–"ભાઇ! કેમ ઘેરથી પાછો આવ્યો?"

તેના મિત્રના આવાં વચન સાંભળવાથી દામન્નકે કહ્યું:–"ભાઇ! ઘરના તમામ બારી બારણાં બંધ હોવાથી મને કોઈપણ માણસને જગાડવાનું યોગ્ય નહિ લાગવાથી હું ઘરની બ્હાર પરસાળમાં પડેલા એક ખાટલા પર જઈને સૂતો. પણ તે ખાટલામાં ઘણાં માંકડ હોવાથી મને કરડવા લાગ્યા. તેથી હું અહિં આગળ સૂઈ જવા માટે આવ્યો છું." ત્યારપછી તે બન્ને મિત્રો સૂઇ ગયા.

સાગરશેઠનો પુત્ર સમુદ્રદત્ત પણ તેના મિત્રને ત્યાં રાત્રિ-જગો હોવાથી ગયો હતો, તે રાત્રે પાછો ઘેર આવ્યો, ત્યારે ઘરના તમામ બારી બારણાં બંધ દીઠા. તેથી કોઈપણ માણસને નહિ જગાડતાં જે ખાટલામાં દામન્નક સૂતો હતો, તે ખાટલાને ખાલી પડેલો જોઈને તેમાં તે સૂઈ ગયો.

આ સમયે સાગરશેઠ તેના એકાંતવાસમાં નિચે પ્રમાણે વિચાર કરતો બેઠો હતો.

"અહા! મેં દામન્નકને મારવા માટે કેટલાએક પ્રયત્નો કર્યા, પણ તે કરેલાં સઘળાં પ્રયત્નો નિષ્ફળ નિવડયા.

અહા! માણસ ધારે છે શું અને થાય છે શું? અહા! તે તેના પરભવના પુણ્યના પ્રભાવથી મારો જમાઈ થયો. હવે મ્હારે તેનો નાશ કરવા માટે શો ઉપાય કરવો. અહા!.... ....કાંઇ ચિંતા નહિ. તેનો નાશ કરવા માટે મેં મ્હારા વિશ્વાસુ સુભટોને જણાવ્યું છે. મને સુભટો પર સંપૂર્ણ વિશ્વાસ છે કે તે મ્હારી આજ્ઞાનું યથાર્થ રીતે પાલન કરી તેનો અવશ્ય નાશ કરશે. જ્યાં સુધી તેનો નાશ થશે નહિ, ત્યાં સુધી હું નિરાંતે જપીને બેસી શકીશ નહિ."

આ સમયે પેલા બે સુભટો, ઘરના બારણા ઉઘાડી, સાગરશેઠના એકાંતવાસની નજીક આવી પહોંચ્યા, અને તેમને કોઈ બીજું જુએ નહિ, તે માટે આજુબાજુ તપાસ કરી તેઓ છાનામાના ચૂપકીદીથી અંદર ગયા. ત્યાં તેઓએ સાગરશેઠને વિચાર કરતા જોઇને પૂછયું–" શેઠજી! શું વિચાર કરો છો?"

પોતાની પાસે અર્ધી રાતે સુભટોને આવેલા જોઇને સાગરશેઠે તેઓને અધીરાઇથી પૂછયું–" સુભટો અત્યારે તમે કેમ આવ્યા છો?"

" શેઠજી! તમારા જમાઈ ઘરની બહાર પરસાળમાં ખાટલામાં સૂઇ ગયા છે. તે તમને જણાવવા માટે અમે અહિં આગળ આવ્યા છીએ!" સુભટોએ નમ્રતાથી કહ્યું.

" સુભટો! તો તેના નાશનો કાંઇપણ ઉપાય કરવો જોઇએ!" સાગરશેઠે જણાવ્યું.

" હા ! શેઠજી, અવશ્ય તેના નાશનો ઉપાય કરવો જોઇએ." સુભટોએ જવાબ આપ્યો.

" સુભટો ! આવો ઉત્તમ લાગ ફરી ફરીને મળવો મુશ્કેલ છે. સાગરશેઠે કહ્યું.

" હા ! શેઠજી, તમે આજ્ઞા આપો તો અમે ત્યાં આગળ જઈને તેનો નાશ જલ્દીથી કરી નાંખીએ " સુભટોએ જણાવ્યું.

" તેની ! સાથે કોઇ બીજું માણસ તો નથીને ?" સાગરશેઠે શંકા લાવીને પૂછયું.

" ના ! " સુભટોએ જવાબ આપ્યો.

સુભટોના આવાં વચન સાંભળીને સાગરશેઠે થોડો સમય વિચાર કરીને કહ્યું–" હે મ્હારા શુરવીર સુભટો જાવ ! ત્યાં આગળ જઇને તે જમાઇનો નાશ કરી નાખો, અને તે મુનિના કહેલા વચન ખોટા પાડો. સત્વર જાવ ! તેનો નાશ કરવામાં કોઇપણ જાતનો વિલંબ કરશો નહિ. નહિ તો હાથમાં આવેલી બાજી હાથથી જતી રહેશે."

" બહુ સારૂં ! શેઠજી, તે વિષે તમો બેફિકર રહો."

આ પ્રમાણે કહીને તે સુભટો આવ્યા હતાં તેવી રીતે પાછા ચાલ્યા ગયા. અને હાથમાં હથીઆર લઇ દામન્નકને મારવા માટે આવ્યા. સુભટોએ આવીને તે ખાટલામા સુતેલા સાગરશેઠના પુત્ર સમુદ્રદત્તને દામન્નક ધારીને મારી

નાંખ્યો. ત્યારપછી તે સુભટો આનંદમાં ને આનંદમાં તેઓના સ્થળે ચાલ્યા ગયા.

સવારમાં લોકો સાગરશેઠના પુત્ર સમુદ્રદત્તને મૃત્યુ પામેલો જોઈ બોલવા લાગ્યા કે–" હાય ! હાય ! કોઇએ સાગરશેઠના પુત્રને મારી નાંખ્યો છે. "

સમુદ્રદત્તના મરણુની વાત સાંભળવાથી સાગરશેઠ એકદમ આશ્ચર્યચકિત અને ભયભીત થઇ ગયો, તેથી તે બોલ્યો–" હાય ! હાય ! જુલમ થયો ! જુલમ થયો ! કોઇએ મ્હારા પુત્રને મારી નાંખ્યો. હે પુત્ર ! તને આ શું થયું ? મને છોડીને તું એકાએક કેમ ચાલ્યો ગયો. પુત્ર ! ત્હારા શિવાય મ્હારાથી કેમ રહેવાશે. "

આ પ્રમાણે તે વિવિધ વાકયો વડે વિલાપ કરવા લાગ્યો. આ સાંભળીને સાગરશેઠની પુત્રી વિષા તથા તેની માતા ઘણાં દીલગીર થયા, અને રૂદન કરવા લાગ્યા.

સાગરશેઠના પુત્રના મરણુની ખબર રાજગૃહનગરમાં સઘળે સ્થળે પહોંચી જવાથી તેના સગા સ્નેહીજનો સાગરશેઠના ઘર આગળ આવી પહોંચ્યા. દામન્નક તેના મિત્રને ત્યાં સૂતો હતો તે પણુ આ ખબર સાંભળીને એકદમ ઉતાવળો ઉતાવળો આવી પહોંચ્યો. થોડો સમય વિત્યાબાદ સાગરશેઠના પુત્ર સમુદ્રદત્તને અગ્નિસંસ્કાર કરવા માટે સ્મશાનમાં લઈ ગયા. અગ્નીસંસ્કાર કર્યા પછી સગાં સ્નેહીજનો પોતપોતાના ઘર તરફ વિખરાયા.

સમુદ્રદત્તના મરણથી સાગરશેઠ તથા તેની સ્ત્રી બહુ વિલાપ કરવા લાગ્યા. તેથી દામન્નક તથા વિષા તે બન્નેને આશ્વાસન આપવા લાગ્યા.

ત્યાર પછી વિષાએ સાગરશેઠને કહ્યું–" પિતાજી! ધૈર્ય રાખો! હવે ક્યાં સુધા શોક કરશો? જે બનવાનું હતું તે બની ગયું. નસીબમાં લખેલા લેખ કોઇનાથી મિથ્યા થતા નથી. માટે પિતાજી! તે સંબંધી શોક કરવો છોડી દઈ ધર્મ કાર્ય કરી તમારા આત્માને શાંત આપો."

વિષાના આવાં વચન સાંભળી સાગરશેઠ બોલ્યો– "પુત્રી! મ્હારા હાથના કરેલા હૈયે લાગ્યાં. હાય! મને અધમને એવી દુર્બુદ્ધિ કયાંથી સુજી, કે મેં મ્હારા પુત્રનો હાથે કરીને નાશ કરાવ્યો." એમ કહીને તે રૂદન કરવા લાગ્યો.

આ સાંભળીને વિષાએ શંકા લાવીને પૂછયું–" પિતાજી! શું તમે મ્હારા ભાઈ સમુદ્રદત્તનો નાશ કરાવ્યો છે? તમે આ શું બોલો છો, તેની મને કાંઈપણ સમજ પડતી નથી, માટે તે વિષે જે હકીકત હોય તે જણાવો."

વિષાના આવાં વચન સાંભળી સાગરશેઠે અથથી તે ઇતિ સુધીની બનેલી તમામ હકીકત વિષાને કહી. ત્યાર પછી સાગરશેઠે દામન્નકને કહ્યું.

" મેં પાપાત્માએ તમારી સાથે કપટબાજી રમી તમને ઘણું દુઃખ દીધું છે, તેને માટે મ્હને ઘણો પશ્ચાતાપ થાય છે." એમ બોલતા બોલતા તેનું હૃદય ભરાઈ આવ્યું તેથી તેનાથી આગળ વધારે બોલી શકાયું નહિ.

સાગરશેઠના આવાં વચન સાંભળી દામન્નક બોલ્યો—"શેઠજી! તે વિષે વૃથા ચિંતા ન કરો! એ તો કર્મનું ફળ છે. દરેક પ્રાણી માત્રને પોતાના કરેલા કર્મનું ફળ ભોગવ્યા વિના કદાપી પણ છુટકો થતો નથી. માટે શ્રી જીનેશ્વર ભગવાનની ભક્તિ કરો તેમાં તમારૂં શ્રેય સમાયેલું છે, કે જેથી ઇહલોક અને પરલોકના ઉત્તમ સુખો પ્રાપ્ત થાય."

આ સાંભળી વિષા બોલી—"પિતાજી! જે મનુષ્યો મુનિમહારાજનું વચન સત્ય માનતા નથી તે ઘણું કષ્ટ પામે છે, અને પાછળથી તેઓ પસ્તાય છે. માટે પિતાજી! મુનિમહારાજના વચનો પર વિશ્વાસ રાખી ધર્મકાર્ય કરો."

આ સાંભળી સાગરશેઠ બોલ્યો—"પુત્રી! મેં પાપાત્માએ મુનિમહારાજનું વચન મિથ્યા કરવા માટે ઘણાંએ પ્રયત્નો કર્યા, અને મ્હારા વ્હાલા પુત્રનો નાશ કરાવ્યો. હાય! પુત્ર તું ક્યાં ગયો," એમ કહીને નિઃશ્વાસ નાંખ્યો."

આથી દામન્નક બોલ્યો—"શેઠજી! ધૈર્ય રાખો! જે પુરૂષ શ્રી જીનેશ્વર ભગવાનની ભક્તિમાં રચ્યોપચ્યો રહે છે, તે પુરૂષ ઘોર પાપ કરનાર સહસ્સમલ્લની માફક પવિત્ર થાય છે."

આ સાંભળી સાગરશેઠે પૂછ્યું—"તે સહસ્રમલ્લ કોણ હતો?"

આ સાંભળી દામન્નક બોલ્યો—"હે શેઠજી! સાંભળો.

# પ્રકરણ ૧૬ મું.

---

## સહસ્સમલ્લ.



કચ્છ દેશમાં કૌશાંબી નામનું નગર છે. તે નગરમાં સહસ્સમલ્લ નામનો વણિક પુત્ર રહેતો હતો. તે સર્વે કળાઓમાં પ્રવિણ હતો. તે કૌશાંબી નગરીમાં રત્નસાર નામનો રત્નોનો વ્યાપારી રહેતો હતો. એક દિવસ તે સહસ્સમલ્લ વેપારીનો વેશ લઈ તે રત્નસારની દુકાને ગયો. ત્યાં તેને રત્નસારે પૂછ્યું–" તમે કેમ આવ્યા છો ? "

આ સાંભળી સહસ્સમલ્લ બોલ્યો–" મ્હારે રત્નો ખરીદવા છે, તે માટે આવ્યો છું. તમારી પાસે રત્નો છે ? "

આ સાંભળી રત્નસારે કહ્યું–" હા મ્હારી પાસે છે!"

આ સાંભળી સહસ્સમલ્લ બોલ્યો–" મને રત્નો બતાવો!"

આ સાંભળીને રત્નસારે તેને રત્નો બતાવ્યા. તેથી સહસ્સમલ્લે પૂછ્યું–" તમારી પાસે આટલાંજ રત્નો છે કે બીજા છે ? મ્હારે રત્નો વધારે ખરીદવા છે, માટે બીજા રત્નો તમારી પાસે હોય તો બતાવો."

આ સાંભળીને રત્નસારે તેને બીજા પણ રત્નો બતાવ્યા. તેથી સહસ્સમલ્લે તે રત્નોનું મૂલ્ય નક્કી કર્યું, અને રત્નસારને કહ્યું–" આ રત્નોનું મૂલ્ય હું કાલે તમને આપીશ?"

આથી રત્નસારે કહ્યું–" તમારે જો રત્નો લેવા હોય તો તેનું મૂલ્ય અત્યારે આપવું પડશે. કારણ કે હું ઉધાર કોઇને આપતો નથી."

આ પ્રમાણે કહીને રત્નસારે તે રત્નો પાછા મૂકી દીધા. એટલે રત્નો મુકવાનું ઠેકાણું તેને જોઇ લીધું. ત્યાર પછી તે ઘેર ગયો. પછી રાત્રીએ તે ચોરી કરવા માટે રત્નસારની દુકાને આવ્યો. ત્યાં તેને ભીંતમાં એક મ્હોટું બાકું પાડી તેને પોતાના પગ અંદર ઘાલ્યા. તે વખતે રત્નસારનો પુત્ર દુકાનમાં સૂતો હતો તે જાગી ઉઠયો. તેને સહસ્સમલ્લના બે પગ પકડી અંદર ખેંચવા લાગ્યો. તેથી સહસ્સમલ્લે બહુ જોર કરી તેના પગ પાછા બહાર ખેંચવા માંડયા, તોપણ રત્નસારનો પુત્ર તેના પગ પાછો અંદર ખેંચવા લાગ્યો. આમ પરસ્પર ખેંચવા લાગ્યા તેથી સહસ્સમલ્લનું શરીર ઘસાર્યું તેથી તેને બહુ પીડા થઈ. છેવટે રત્નસારના પુત્રે તેને છોડી દીધો, તેથી તે નાશીને તેને ઘેર જતો રહ્યો. તેનું શરીર ઘસાવાને લીધે બહુ પીડા થવાથી તે બુમો પાડવા લાગ્યો. તેથી તેની માતાએ કહ્યું:—

" હે પુત્ર! આમ શા માટે બુમો પાડે છે? જે પારકું

ધન ચોરે છે તેને સારણ નામના જુગારીની માફક બધુએ સહન કરવું પડે છે.”

આથી સહસ્સમલ્લે કહ્યું–“હે માતા! તે સારણ કોણ હતો?”

આ સાંભળી તેની માતાએ કહ્યું:–“હે પુત્ર! સાંભળ–

ઉજ્જેણનગરમાં સારણ નામનો જુગારી રહેતો હતો. તે એક વખતે બીજા જુગારી લોકોની સાથે જુગાર રમતા તેનું સઘળું ધન જુગારમાં હારી ગયો. તેથી તે રાતે ચોરી કરવા માટે નગરમાં ફરતો હતો. એક દિવસ તે એક વાણિયાના ઘરમાં ચોરી કરવા માટે ગયો. ત્યાં તેને વાણિયાના ઘરમાં નીચે પ્રમાણે વાત થતી હતી તે સાંભળી.

વાણિયાએ તેના પુત્રને કહ્યું:–“પુત્ર! આપણે ઘરમાંથી દશ હજાર સોના મ્હોરો લઈ સ્મશાનમાં દાટીઆવીએ. કારણ કે તે સોનામ્હોરો કોઈ આપત્તિ વખતે આપણને કામ લાગશે.”

આ સાંભળી પુત્રે કહ્યું:–“હા પિતાજી! તમે કહો છો તે સત્ય છે. ચાલો આપણે સ્મશાનમાં જઈ દશ હજાર સોના મ્હોરો દાટીઆવીએ.”

આ વાત સારણે સાંભળી તેથી તે એકદમ સ્મશાનમાં જઈ પોતાનો શ્વાસ બંધ કરીને મૃત્યુ પામેલાની માફક સૂઈ ગયો. થોડા સમય પછી પેલો વાણિયો અને તેનો પુત્ર દશ હજાર સોના મ્હોરો લઈ ત્યાં આગળ દાટવા માટે આવ્યા.

ત્યાર પછી વાણિયાએ તેના પુત્રને કહ્યું:–“હે પુત્ર!

સ્મશાનમાં સર્વ ઠેકાણે તપાસ કરીને તું જોઇ આવ કે કોઈ માણુસ આપણુને અહિં આગળ ધન દાટતાં જોતો ન હોય."

વાણિયાના આવાં વચન સાંભળી તેનો પુત્ર સ્મશાનમાં પડેલાં મડદાંઓની બારિકાઈથી તપાસ કરતો કરતો જ્યાં આગળ સારણુ સૂતો હતો ત્યાં આગળ આવ્યો. વાણિયાના પુત્રે બીજા મડદાંઓના શરીર કોઈ કોઇ ઠેકાણેથી છેદાયેલાં દીઠાં હતાં, પણુ સારણુનું શરીર કોઇ પણુ ઠેકાણેથી છેદાયેલું ન દીઠું. તેથી સારણુની તેણે બારિકાઈથી તપાસ કરી તેના પિતાની પાસે આવ્યો, અને કહ્યું:–"હે પિતાજી! મેં સ્મશાનમાં સર્વ ઠેકાણેથી છેદાયેલાં મડદાં જોયા. પણુ એક ઠેકાણે આખા શરીરવાળું એક મડદું પડયું છે."

આ સાંભળી વાણિયાએ કહ્યું:—"હે પુત્ર! તેની તું બરાબર તપાસ કરી આવ કે તે માણુસ મૃત્યુ પામેલો છે કે નહિ."

આ સાંભળી વાણિયાના પુત્રે ફરી ત્યાં આગળ જઇ સારણુની તપાસ કરી, અને સારણુના બે પગ પકડી તેને થોડે દૂર સુધી ઘસડી જોયો, પણુ સારણુ તો કંઇ બોલ્યોજ નહિ. તેથી તે ફરી વાણિયાની પાસે આવીને કહ્યું:—"હે પિતાજી! તે માણુસ અવશ્ય મૃત્યુ પામેલો છે."

આ સાંભળી વાણિયાએ કહ્યું:—"હે પુત્ર! તું ત્યાં આગળ જઇ તેના નાક કાન કાપી લાવ, તેથી હું જાણું કે તે નક્કી મૃત્યુ પામેલો છે."

આ સાંભળી વાણિયાનો પુત્ર જ્યાં આગળ સારણુ સૂતો હતો ત્યાં આગળ આવ્યો. અને તેના નાક કાન કાપી લાવી તે વાણિયાને બતાવ્યા. તેથી તેણે સત્ય માન્યું કે તે મૃત્યુ પામેલો છે. તે સારણુ ધનના લોભથી તેના નાક કાન કપાતી વખતે કાંઈ પણ બોલ્યો નહિ. ત્યાર પછી દસ હજાર સોના મ્હોરોને જમીનમાં એક જગ્યાએ દાટીને પિતા પુત્ર બન્ને જણા તેના ઘેર ગયા.

થોડા સમય પછી સારણુ જ્યાં આગળ દસ હજાર સોનામ્હોરોને દાટી હતી ત્યાં આગળ આવ્યો, અને જમીનમાંથી તે સોના મ્હોરોને કાઢી લઈ તેના ઘેર ગયો.

પછી બીજે દિવસે વાણિયાએ તેના પુત્રને કહ્યું:—"હે પુત્ર ! સ્મશાનમાં જઈને તું દસ હજાર સોના મ્હોરો દાટી છે તે જોઈ આવ."

આ સાંભળી પુત્ર શ્મશાનમાં ગયો. અને જોયું તો તેને સોના મ્હોરોને જોઈ નહી. તેથી તેણે ઘેર આવીને તે વાત વાણિયાને કહી. બીજે દિવસે વાણિયાએ સ્મશાનમાં જઈ જોયું તો તેણે પણ સોના મ્હોરો જોઈ નહિ તેથી તે બહુ ખેદ પામ્યો.

ત્યાર પછી તેણે ઘેર આવી પુત્રને કહ્યું:—"હે પુત્ર ! ચાલ નગરમાં જઈ નાક કાન કાપેલા પુરૂષની શોધ કરીએ. એ ધુતારાએ નક્કિ આપણને છેતર્યા છે."

ત્યારપછી તે પિતા પુત્ર બન્ને જણા નગરમાં તેની શોધ કરવા લાગ્યા. એક દિવસ તેઓએ કપાયેલા નાક કાન-વાળા સારણને જોયો તેથી વાણિયાએ તેનો હાથ પકડી એક બાજુએ લઇ જઇને કહ્યું:-"હે પુરૂષ ! ત્હારા નાક કાન કાંપી લીધા છતાં પણ તું ધૈર્ય રાખી સ્મશાનમાં ખોટો ઢાંગ કરી મૃત્યુ પામેલાની માફક પડી રહી અમારી સોના મ્હોરો લઈ ગયો છું તે પાછી આપ."

આ સાંભળી સારણે કહ્યું-"હે વણિક! લક્ષ્મિના માટે કયો પુરૂષ દુઃખ સહન નથી કરતો."

આથી વાણિયાયે કહ્યું-"હે પુરૂષ ! ત્હે સોના મ્હોરો વાપરી એટલી ગઇ, પણ બાકીની સોનામ્હોરો તો પાછી આપ."

આ સાંભળી સારણે કહ્યું-"હે વણિક ! મ્હે સોના-મ્હોરો વાપરી એટલી ખરી, પણ બાકીની સોનામ્હોરો તને પાછી આપું છું," એમ કહીને સારણે બાકીની સોના મ્હોરો તે વાણિયાને આપી દીધી, તે માટે હે પુત્ર ! તું પણ સારણની માફક પીડા સહન કર.

આ સાંભળી સહસ્સમલ્લે તેની માતાને કહ્યું-"માતા ! હું પણ હવેથી સારણની માફક પીડા સહન કરીશ."

ત્યારપછી તે સહસ્સમલ્લ અનુક્રમે સાજો થયો એટલે ફરીથી તે ચોરી કરવા લાગ્યો.

એક દિવસ તેણે પુરોહિતના ઘેર ચોરી કરી. ધન લાવી

તેને તેની માતાને આપ્યું. તેથી તેને તેની માતાએ પૂછયું. "તું આ ધન ચોરી કરી કયાંથી લાવ્યો ?"

આ સાંભળી તેને કહ્યું:-"હે માતા! તે વિષે તમારે તેની ચિંતા કરવી નહિ. તું સવારે નગરમાં જઈ લોકો આ વિષે શી શી વાતો કરે છે તે સાંભળી લાવીને મને કહેજે."

સવારમાં તેની માતા નગરમાં ગઈ, ત્યાં એક ઠેકાણે કેટલી એક સ્ત્રીઓ ભેગી થઇ વાતો કરતી હતી. તેમાંથી એક સ્ત્રીએ કહ્યું:-પુરોહિતના ઘેર આજે ચોરી થઇ છે." આ સાંભળીને બીજી સ્ત્રીએ કહ્યું:-"ચોર પકડાયો કે નહિ ?" આ સાંભળી પહેલી સ્ત્રીએ કહ્યું—ના! ચોર પકડાયો નથી. પણ પુરોહિતે આ વાત રાજાને કહી, એટલે રાજાએ કોટ-વાલને બોલાવીને ચોરની તપાસ કરવા કહ્યું. તે વખતે રાજાની પાસે ધનસાર શેઠ બેઠા હતા. તેમણે રાજાને કહ્યું "હે રાજન્! તે ચોર મ્હારી દુકાને કપડાં લેવા માટે આવશે ત્યારે હું તેને પકડીશ.'' વળી તે વખતે તેમની પાસે ઉભેલો હજામ પણ બોલી ઉઠયો-"હે રાજન્! તે ચોર મ્હારે ત્યાં હજામત કરાવવા આવશે તે વખતે હું તેને પકડીશ."

આ પ્રમાણે ભેગી થયેલી સ્ત્રીઓમાં વાત થતી હતી. તે સાંભળી સહસ્સમલ્લની માતાએ ઘેર આવી તેને સર્વ વાત કહી. તેથી તે સહસ્સમલ્લ વાણિયાનો વેશ લઇ હજામને ત્યાં હજામત કરાવવા માટે ગયો. હજામે તેની હજામત કરી

પણ તેનો વેશ વાણિયાનો હોવાથી તેને હજામે ઓળખ્યો નહિ. હજામત કરાવ્યા પછી સહસ્ત્રમલ્લે હજામને કહ્યું—

" અરે હજામ ! મ્હારી પાસે અત્યારે પૈસા નથી. માટે આ ત્હારા પુત્રને મારી સાથે મોકલ, હું તેને બજાર-માંથી હજામત કરાવ્યાના પૈસા અપાવું. "

સહસ્ત્રમલ્લના આવાં વચન સાંભળી હજામે તેના પુત્રને પૈસા લેવા માટે તેની સાથે મોકલ્યો. સહસ્ત્રમલ્લ તેને સાથે લઇને ધનસાર શેઠની દુકાને ગયો. ધનસાર શેઠે પણ તેનો વેશ વાણિયાનો હોવાથી તેને નહિ ઓળખી શકવાથી કહ્યુ " શેઠજી ! તમારે શું જોઇએ છે. "

આ સાંભળી સહસ્ત્રમલ્લે કહ્યું–" શેઠજી ! મ્હારે કપડા લેવા છે. માટે સારા કપડા બતાવો. "

આ પ્રમાણે સાંભળી ધનસાર શેઠે તેને સારા કપડા લાવીને બતાવ્યાં. તેથી સહસ્ત્રમલ્લે તે કપડાનું મૂલ્ય કરી ધનસાર શેઠને કહ્યું–" શેઠજી હું રૂપીયા સાથે લાવ્યો નથી. માટે જ્યાં સુધી રૂપીયા લઈ પાછો આવુ ત્યાંસુધી આ છોકરાને તમારી પાસે બેસાડી રાખજો. "

સહસ્ત્રમલ્લના આવાં વચન સાંભળી ધનસાર શેઠે તે વાત કબુલ કરી. એટલે સહસ્ત્રમલ્લ તે કપડા લઇ પોતાના ઘેર આવ્યો. અને તે કપડા તેની માતાને આપીને કહ્યુ– " માતા ! હવે તમે નગરમાં જઇ લોકો શી શી વાતો કરે છે તે સાંભળી લાવીને મને કહો "

આ સાંભળી તેની માતા પાછી નગરમાં ગઇ, અને લોકોના મૂખેથી વાતો સાંભળી આવી સહસ્સમલ્લને કહ્યું-" હે પુત્ર! ધનસાર શેઠે, અને હજામે રાજાની આગળ ફરીયાદ કરી છે કે હે રાજન્! અમને પણ તે ચોર છેતરી ગયો છે. માટે તે ચોરને પકડવા સારૂ કોઇ ઉપાય કરો."

તે વખતે રાજાની પાસે ઉભેલા એક સોદાગરે કહ્યું કે-" હે રાજન્! તે ચોર મ્હારી પાસે સારામાં સારા ઘોડા ખરીદવા આવશે. તે વખતે તેને પકડી આપને સ્વાધીન કરીશ"

સોદાગરનાં આવાં વચન સાંભળી રાજાની પાસે ઉભેલી કામપતાકા વેશ્યાએ કહ્યું-" હે રાજન્! તે ચોર મ્હારે ત્યાં આવશે એટલે હું તેને પકડીશ."

સહસ્સમલ્લે તેની માતાના આવાં વચન સાંભળી સાર્થ-વાહનો વેશ લઇ તે સોદાગરની પાસે ગયો, સોદાગરે તેને સારો માણુસ જાણી બેસવા માટે આસન આપ્યું. ત્યારપછી સહસ્સમલ્લે તે સોદાગરને કહ્યું-હે સોદાગર! તમે નગરમાં શા માટે ઉતર્યા નહિ."

આ સાંભળી સોદાગરે કહ્યું-" હે શેઠજી! નગરમાં કોઇ અમારૂં ઓળખીતું નહિ હોવાથી અમે અહિં આગળ ઉતર્યા છીએ."

સોદાગરના આવાં વચન સાંભળી સહસ્સમલ્લે કહ્યું-"હે સોદાગર! તમે મ્હારે ઘેર ચાલો."

આથી સોદાગરે કહ્યું–"હે શેઠજી ! પારકે ઘેર રહેતાં મને ઘણી શંકા થાય છે."

આ સાંભળી સહસ્સમલ્લે કહ્યું–"હે સોદાગર ! મિત્ર પોતાને ઘેર આવીને ઉતરે તેમાં શંકા હોયજ નહિ. અને જો શંકા થાય તો તે મિત્રપણું કૃત્રિમ જાણવું."

સહસ્સમલ્લના આવાં વચન સાંભળી સોદાગર વિચાર કરવા લાગ્યો કે—"અહો ! આ શેઠજી કોઇ મ્હોટા જણાય છે. તેથી તેના ઘેર ઉતરવામાં કાંઇ પણ હરકત જણાતી નથી."

આ પ્રમાણે વિચાર કરી તે સોદાગરે કહ્યું—"હે શેઠજી ! તમે કહો છો તે મ્હારે માન્ય છે." આથી સહસ્સમલ્લે કહ્યું—"હે સોદાગર ! તો મ્હારી સાથે તમે મ્હારે ઘેર ચાલો."

એમ કહીને સહસ્સમલ્લ તે સોદાગરને પોતાની સાથે કામપતાકા વેશ્યાને ઘેર તેડી લાવ્યો. ત્યાર પછી સહસ્સમલ્લ વેશ્યાની પાસે જઈને કહ્યું—

"હે કામપતાકા ! આ સોદાગર ત્હારે ઘેર રહેવા માટે આવ્યો છે, માટે તેને રહેવા સારૂ મકાન આપ."

સહસ્સમલ્લના આવાં વચન સાંભળી કામપતાકા વેશ્યા સોદાગરને તેડવા માટે તેના સામી ગઈ, અને સોદાગરને પોતાના ઘરમાં તેડી લાવી તેનો ઘોડો સારા ઠેકાણે બંધાવ્યો.

સોદાગર પણ સહસ્સમલ્લનું ઘર ધારી ત્યાં સુખે રહ્યો. ત્યાર પછી સહસ્સમલ્લે કામપતાકા વેશ્યાને કહ્યું—

" હે કામપતાકા ! અત્યારે મ્હારે રાજાને મળવા જવું છે, તે માટે તું ત્હારાં ઘરેણાં મને પહેરવા આપ. હું રાજાની પાસે જઈ આવી તને પાછા સોંપીશ. "

સહસ્સમલ્લના આવાં વચન સાંભળી કામપતાકા વેશ્યાએ તેને ઘરેણાં આપ્યાં, તે લઇ સહસ્સમલ્લે સોદાગરની પાસે આવીને કહ્યું—

" હે સોદાગર ! અત્યારે મ્હારે રાજાને મળવા જવુ છે માટે તમારો જે સારો ઘોડો હોય તે મને બેસવા માટે આપો. "

આ સાંભળી સહસ્સમલ્લને તે સોદાગરે તેનો સારો ઘોડો આપ્યો. ત્યાર પછી સહસ્સમલ્લ ઘોડા ઉપર બેસી ઘરેણાં લઈ તેના ઘેર આવ્યો.

સહસ્સમલ્લને કામપતાકાના ઘેરથી ગયે જ્યારે ઘણો સમય થયો પણ તે પાછો કામપતાકા વેશ્યાને ઘેર આવ્યો નહિ, એટલે કામપતાકા વેશ્યાએ રાજ્ય દરબારમાં આવીને એક માણસને પૂછ્યું. " આજે ઘોડા ઉપર બેસી કોઇ પુરૂષ અહિં આગળ આવ્યો હતો ? "

કામપતાકા વેશ્યાના આવાં વચન સાંભળી તે માણસે કહ્યું:—" અહિં આગળ કોઈ માણસ આજે ઘોડા ઉપર બેસી આવ્યો નથી. "

તે માણુસના આવાં વચન સાંભળી કામપતાકા વેશ્યા તરતજ ત્યાંથી પાછી વળી તેના ઘેર આવી સોદાગરને પૂછ્યું. "તમારી સાથે જે માણુસ હતો તે રાજાને મળવા માટે ગયો છે તે માણુસ હજુ સુધી કેમ નથી આવ્યો."

આ સાંભળી સોદાગરે કહ્યું—"શું તે હજુ સુધી આવ્યો નથી ? તે મ્હારો ઘોડો લઈને રાજાને મળવા માટે ગયો છે."

સોદાગરના આવાં વચન સાંભળી કામપતાકા વેશ્યાએ કહ્યું:–"અરે ! તે માણુસ મ્હારાં પણુ ઘરેણાં લઈ ગયો છે. હાય ! હાય ! નક્કી તે ધૂતારાએ આપણુને છેતર્યા છે."

આથી સોદાગરે કહ્યું:—"જો તે સત્ય હોય તો હું પણુ છેતરાયો છું. કારણુ કે મ્હારો સારામાં સારો ઘોડો તે લઈ ગયો છે."

ત્યાર પછી તે બન્ને જણાએ રાજાની પાસે જઇ ફરિયાદ કરી. તેથી રાજાએ નગરના કોટવાલને બોલાવીને કહ્યું–"અરે કોટવાળ ! મ્હારી પ્રજાને જે ચોર લુંટી રહ્યો છે તે ચોરને તું પાંચ દિવસની અંદર પકડી મ્હારી પાસે હાજર કર."

આથી કોટવાળે કહ્યું–"બહુ સારૂં ! એમ કહીને તે કોટવાળ ત્યાં આગળથી ચાલ્યો ગયો."

આ સર્વ વાત સહસ્ત્રમલ્લની માતાએ નગરવાસી સ્ત્રીઓના મૂખેથી સાંભળી તેના પુત્રને કહ્યું–"હે પુત્ર ! આજે રાજાએ કોટવાળને આજ્ઞા કરી છે કે તું તે ચોરને પાંચ દિવ-

સની અંદર પકડી લાવી મ્હારી પાસે હાજર કર. માટે તું તે કોટવાળથી સાવચેત રહી ત્હારૂં રક્ષણ કરજે."

આ સાંભળી સહસ્સમલ્લે કહ્યું–"માતા! તમારે તેની જરાકે ચિંતા રાખવી નહિ. હું તમારી પાસે તે કોટવાળને છેતરી તેના ઘરનું સર્વ ધન લઇ આવું તો જ હું તમારો પુત્ર ખરો."

એમ કહીને તે સહસ્સમલ્લ બ્રાહ્મણનો વેશ લઇ નગરમાં ગયો, અને એક દેવમંદિરમાં જુગટું રમવા લાગ્યો. ત્યાં કોટવાળે તેને જુગટું રમતાં દીઠો. તેથી તે કોટવાળ પણ તેની સાથે જુગટું રમવા લાગ્યો. જુગટું રમતાં કોટવાળ હારી ગયો. તેથી તેણે તેના નામવાળી વીંટી સહસ્સમલ્લને આપી. તેટલામાં રાજાના એક સેવકે આવીને તેને કહ્યું:—

"અરે કોટવાળ! જલ્દીથી ચાલ, રાજા તને બોલાવેછે."

આ સાંભળી કોટવાળ તે સેવકની સાથે રાજા પાસે ગયો, એટલે સહસ્સમલ્લે કોટવાળને ઘેર જઇ તેની સ્ત્રીને કહ્યું–"ત્હારા ઘરમાં જે સારા સારા ઘરેણાં વિગેરે જે વસ્તુઓ હોય તે મને આપ.

**સ્ત્રી**—"તમને અહિં આગળ કોણે મોકલ્યા છે?"

**સહસ્સમલ્લ**—"મને કોટવાળે મોકલ્યો છે."

**સ્ત્રી**—"તે ક્યાં ગયા છે?"

**સહસ્સમલ્લ**—"તેમને પકડી દોરડા વડે બાંધી રાજાના સીપાઇઓ રાજા પાસે લઇ જતા હતા. ત્યાં રસ્તામાં તેમણે

જતાં જતાં મને કહ્યું કે-તું મ્હારે ઘેર જઇ મ્હારી સ્ત્રી પાસેથી સારા સારા ઘરેણાં વિગેરે વસ્તુઓ લઈ ત્હારા ઘરમાં રાખજે, એમ કહી તેણે તેના નામવાળી વીંટી મને નિશાની માટે આપી છે; માટે તું ત્હારા ઘરની સારી સારી વસ્તુઓ મને આપ."

સહસ્સમલ્લના આવાં વચન સાંભળી ભય પામેલી તે સ્ત્રીએ વીંટી જોઇ વિશ્વાસ લાવી તેના ઘરમાં જે સારા સારા ઘરેણાં વિગેરે વસ્તુઓ હતી તે તેને આપી. તે લઇ સહસ્સમલ્લ તેના ઘેર આવ્યો.

થોડા સમય પછી કોટવાળ તેના ઘેર આવ્યો ત્યારે તેને તેની સ્ત્રીએ પૂછ્યું-"તમે શી રીતે છુટીને ઘેર આવ્યા."

કોટવાળ—"મને કોણે બાંધ્યો હતો?"

સ્ત્રી—"રાજાના સીપાઈઓએ."

કોટવાળ—"એ વાત તને કોણે કહી?"

સ્ત્રી—"તમે મોકલેલા માણસે. તે માણસે તમારા હાથની વીંટી મ્હને દેખાડીને કહ્યું કે, તું ત્હારા ઘરમાંથી સારા સારા ઘરેણાં વિગેરે વસ્તુઓ આપ, તેથી મેં તેને આપણા સારા સારા ઘરેણાં વિગેરે વસ્તુઓ આપી છે."

કોટવાળ—"મને રાજાના સીપાઇઓએ પકડી દોરડા વડે બાંધ્યોએ નથી. એ ધુતારો ત્હારી આગળ અસત્ય બોલી ઘરેણાં વિગેરે વસ્તુઓ તને છેતરીને લઇ ગયો."

ત્યારપછી તે કોટવાળે રાજા પાસે જઇને કહ્યું–"હે રાજન્! તે ચોર મને પણ છેતરી ગયો."

કોટવાળના આવાં વચન સાંભળી રાજાએ કહ્યું–"હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે તે ચોરને હું પોતેજ પકડીશ."

આ સાંભળી કોટવાળે કહ્યું–"હે રાજન્! આપ તે ચોરને પકડો એમાં સંદેહ શો?"

આ વાત લોકોના મૂખેથી સહસ્સમલ્લની માતાએ સાંભળી તેથી તેણે સહસ્સમલ્લને કહ્યું–"હે પુત્ર! રાજાએ એવી પ્રતિજ્ઞા કરી છે કે તે ચોરને હું પોતે પકડીશ. તેથી મ્હને ત્હારા વિષે ઘણી ચિંતા થાય છે."

આ સાંભળી સહસ્સમલ્લે કહ્યું–"માતા! તમારે મ્હારા વિષે કિંચિત્ માત્ર પણ ચિંતા કરવી નહિ, તમે મ્હારૂં કામ જુઓ."

ત્યાર પછી સહસ્સમલ્લે રાત્રે બ્રાહ્મણનો વેશ લઇ રાજમંદિરના બારણા આગળ આવી દ્વારપાળને કહ્યું–"હે દ્વારપાળ! તું રાજાની પાસે જઇને કહે કે અંગમર્દન કરવામાં હોંશીયાર એવો કોઇ પરદેશી બ્રાહ્મણ આવ્યો છે."

સહસ્સમલ્લના આવાં વચન સાંભળી તે દ્વારપાળે રાજાની પાસે જઇને કહ્યું કે–"હે રાજન્! અંગમર્દન કરવામાં હોંશીયાર એવો કોઇ પરદેશી બ્રાહ્મણ દ્વાર પાસે આવીને ઉભો છે, જો આપની આજ્ઞા હોય તો તેને અહિં આગળ લાવું."

આ સાંભળી રાજાએ કહ્યું–" તે અંગમર્દન કરનાર બ્રાહ્મણને જલ્દીથી અંદર લાવ. "

રાજાના આવાં વચન સાંભળી દ્વારપાળ તેને રાજ્યમંદિરમાં લઈ ગયો. એટલે રાજાએ તેને પૂછયું–" તું અંગમર્દન સારી રીતે કરીશને ? "

આ સાંભળી સહસ્સમલ્લે કહ્યું–" હે રાજન્! અંગમર્દન કરવામાં તમે મ્હારી ચતુરાઈ જુઓ. "

આ સાંભળી રાજાએ પોતાનુ શરીર મર્દન કરાવવા માટે શરીર ઉપરથી સર્વ ઘરેણાં ઉતારી બાજુ ઉપર મુકયાં. ત્યાર પછી તેણે એવી રીતે રાજાના શરીરે મર્દન કર્યું કે રાજાને તરતજ નિદ્રા આવી ગઇ. તેથી ત સર્વ ઘરેણાં લઈ રાજદરબારની બહાર નીકળી ગયો, અને પોતાને ઘેર આવી સર્વ ઘરેણાં તેની માને આપ્યાં.

સવારમાં રાજાએ જાગીને જોયું તો ન દીઠો અંગમર્દકને અને ન દીઠાં ઘરેણાંને, તેથી તે રાજાનું મૂખ વિલુ પડી ગયું. ત્યાર પછી તે રાજા સભામાં ગયો, ત્યાં પ્રધાને રાજાનું મૂખ વિલુ પડી ગયેલું જોયું તેથી પ્રધાને રાજાને પૂછયું–હે રાજન્! આજે આપનું મૂખ કેમ વિલુ પડી ગયેલું જણાય છે, તે હરકત ના હોય તો જણાવશો. "

પ્રધાનના આવાં વચન સાંભળી રાજાએ રાતની બનેલી તમામ હકીકત પ્રધાનને કહી. તેથી પ્રધાને રાજાને કહ્યું–

"હે રાજન! તે ચોર બુદ્ધિવાળો જણાય છે. તે ચોર ચોરી કરતા કોઇપણ ઠેકાણે જણાતો નથી માટે તેને પકડવા સારૂ કાંઇ પણ ઉપાય કરો."

આ સાંભળી રાજાએ કહ્યું–"પ્રધાન! તેને પકડવા સારૂં શું ઉપાય કરૂં?"

આથી પ્રધાને કહ્યું–"હે રાજન! કોઇ મંત્રના જાણકાર માણસને બોલાવીએ. તે માણસ મંત્રના બળથી ચોરને શોધી કહાડી આપણને જણાવશે."

પ્રધાનનાં આવાં વચન સાંભળી રાજાએ કહ્યું–પ્રધાન! જો તમારી એમ ઇચ્છા હોય તો મંત્રના જાણકાર માણસને બોલાવો."

રાજાના આવાં વચન સાંભળી પ્રધાને જિનચંદ્ર નામના એક શ્વેતાંબર સાધુને બોલાવ્યા, એટલે તે મુનિ જિનરક્ષિત નામના શ્રાવકને સાથે લઇને રાજાની પાસે આવ્યા. મુનિએ ધર્મલાભ દીધો, એટલે રાજાએ વંદના કરી કહ્યું– "હે મહાત્મન! કોઇ ચોર હંમેશાં નગરના લોકાને ધૂતી જાય છે, માટે તમે તમારા જ્ઞાનબળથી તે ચોરને શોધીને મને જણાવો."

રાજાનાં આવાં વચન સાંભળી મુનિએ કહ્યું–"હે રાજન! એ અમારો આચાર નથી."

મુનિના આવાં વચન સાંભળી પ્રધાને કહ્યું–"હે મહાત્મન! આપે રાજાની આજ્ઞા માનવી જોઇએ."

આ સાંભળી જિનરક્ષિત શ્રાવકે કહ્યું–" હે પ્રધાન! ચોરને શોધી કહાડવાનો આચાર મુનનો નથી. પણ મ્હારી પાસે એક મંત્ર છે, તે મંત્રના બળથી તે ચોરને શોધી કહાડી આપને જણાવીશ."

જિનરક્ષિત શ્રાવકના આવાં વચન સાંભળી પ્રધાને કહ્યું–તમારી એમ ઇચ્છા હોય તો ભલે તેમ કરો.

ત્યાર પછી તેઓ રજા લઇ પોત પોતાને સ્થાનકે ગયા.

---

## પુષ્પમાળા—

માણુસ જ્યાંસુધી કોઈ પણ વસ્તુ માટે પરિશ્રમ ઉઠાવે નહિ, ત્યાંસુધી તે વસ્તુ તેની મેળે આગળ આવી પડતી નથી.

આ જગતમાં અયોગ્ય માર્ગે લઈ જનારાં ઘણાં હોય છે, પણ હિતાર્થનો ઉપદેશ આપનારા કોઈક વિરલાજ હોય છે.

ધર્મ કાર્ય કરવાની તમારી મરજી છે, જો એમજ હોય તો આજ ક્ષણનો ઉપયોગ કરો. તમે જે કાંઇ કરી શકો, અગર જે કાંઈ કરવાનો તમને ખ્યાલ હોય તેનો પ્રારંભ કરો. નબળા માણુસો તકને માટે રાહ જોઈ બેસી રહે છે. મજબુત માણુસો તક મેળવે છે.

સાચામાં સાચું, ખરામાં ખરૂં ડહાપણ ઉચિત કાર્યનો દૃઢ સંકલ્પ છે.

નમ્રતા એ ઉન્નતિના શિખરે ચઢવાની નીસરણી છે. એ એક સાધારણ રીતે સાબીત થયેલી બાબત છે.

## પ્રકરણ ૧૭ મું.

## સહસ્સમલ્લ-ચાલુ.



આ વાત લોકોના મૂખેથી સહસ્સમલ્લની માતાએ સાંભળી સહસ્સમલ્લને સર્વે હકીકત કહી. તેથી તે વિચાર કરવા લાગ્યો કે-" એ શ્રાવક તેના મંત્રના બળથી નક્કી મને શોધી કહાડી રાજાને જણાવશે. માટે તે શ્રાવકને છેતરવા માટે કાંઇ પણ ઉપાય કરવા જોઇએ."

એમ વિચાર કરી તે શ્રાવકનો વેશ લઇ જિનમંદિરે ગયો. ત્યાં તેને ચૈત્યવંદન કરતા જિનરક્ષિત શ્રાવકે પૂછયું.

" તમે કોણ છો ? કયાંથી આવો છો. અને તમારી કયાં જવાની મરજી છે. ?"

આ સાંભળી તેણે કહ્યું-" હું જિનદાસ નામનો શ્રાવક છું, ચંપા નગરીમાં રહું છું. મ્હારે દિક્ષા લેવાની છે, તેથી હમણાં તીર્થયાત્રા કરવા માટે નિકળ્યો છું. શત્રુંજય ગીરનાર, સમેતશિખર, વિગેરે ઘણે ઠેકાણે યાત્રા કરતો કરતો અહિં આગળ આવ્યો છું."

આ પ્રમાણે તેના વચન સાંભળી જિનરક્ષિત શ્રાવકે તેને કહ્યું–" હે શ્રાવક ! તમને ધન્ય છે. તમે મ્હારી સાથે મ્હારા ઘર દેરાસરને વિષે દર્શન કરવા ચાલો."

આ સાંભળી તે જિનરક્ષિત શ્રાવકની સાથે તેના ઘેર ગયો. અને દેરાસરે જઈ ચૈત્યવંદન કરી પાછો વળ્યો. તેથી જિનરક્ષિત શ્રાવકે તેને કહ્યું–" તમે આજે મ્હારા ઘેર ભોજન કરીનેજ જજો."

આ સાંભળી તેણે કહ્યું–" તમારી મ્હારા પ્રત્યે તીવ્ર લાગણી જોઈ હું તમારૂં વચન માન્ય કરૂં છું."

ત્યાર પછી જિનરક્ષિત શ્રાવકે તેને ઉત્તમ પ્રકારથી જમાડયો, અને કહ્યું–" તમે જયાં સુધી અહિં આગળ રહો ત્યાં સુધી મ્હારા ઘેર જમવાને માટે આવજો."

આ સાંભળી તેણે કહ્યું–" ના ! હંમેશાં તમારા ઘેર જમવાનું ન હોય."

આથી જિનરક્ષિત શ્રાવકે કહ્યું–" તમે એમ કેમ બોલો છો ? આ ઘર તમારૂં છે એમ જાણીને તમારે હંમેશાં ભોજન કરવા માટે અહિં આગળ આવવું."

ત્યારપછી તેણે જિનરક્ષિત શ્રાવકનું કહેવું કબુલ કર્યું. ભોજન કરી રહ્યા પછી વાતો કરતાં કરતાં રાત પડી એટલે જિનરક્ષિત શ્રાવકે તેને કહ્યું–"આજે આપણા ઘેર સૂઇ રહો."

આથી તેણે કહ્યું-"જો તમારી એમ ઈચ્છા હોય તો હું આજે અહિં આગળ સૂઈ જઈશ."

ત્યારપછી જિનરક્ષિત શ્રાવકે તેને સૂવા માટે પથારી કરી આપી, અને કહ્યુ-"તમે આ પથારીમાં સૂઈ જાઓ. હું અત્યારે મંત્ર જાપ કરવા માટે બેસુંછું. કારણકે રાજાએ મ્હને ચોર શોધી કહાડવાનું કામ સોંપ્યું છે."

એમ કહીને તે જિનરક્ષિત શ્રાવક ઘરની અંદર એકાંતમાં બેસીને મંત્રનો જાપ કરવા લાગ્યો. ત્યાર પછી તે પથારીમાંથી ઉઠીને જિનરક્ષિત શ્રાવકના ઘરમાંથી સારી સારી કિમતી વસ્તુઓ લઇને નાસી ગયો.

સવારમાં પોતાના ઘરમાં ચોરી થયેલી જાણીને જિન-રક્ષિત શ્રાવકે રાજાને કહ્યું, એટલે રાજાએ પ્રધાનને કહ્યું-"હે પ્રધાન! ચોરને શોધી કાઢવાનુ કામ જિનરક્ષિત શ્રાવકને સોંપ્યું હતું, તેને પણ ચોર ઠગીને નાસી ગયો. માટે હવે તેનું આપણે કામ નથી તેથી તેને રજા આપો."

રાજાનાં આવાં વચન સાંભળી પ્રધાને તે જિનરક્ષિત શ્રાવકને રજા આપી. ત્યારપછી રાજાએ વિમલકીર્તિ નામના દિગંબર આચાર્યને બોલાવ્યા. વિમલકીર્તિ આચાર્યે રાજા પાસે આવી ધર્મલાભ દીધો.

ત્યાર પછી પ્રધાને આચાર્યને કહ્યું-"હે મહાત્મન્! તમે તમારી વિદ્યાના બળથી તે ચોરને શોધી અમને જણાવો."

આ સાંભળી દિગંબર આચાર્યે કહ્યું–"હું તે વિષે રાત્રીએ જોઇને તમને જણાવીશ." ત્યાર પછી રાજાએ સન્માન આપી તેમને રજા આપી.

આ વાત સહસ્સમલ્લે પોતાની માતાના મૂખેથી સાંભળી તેથી તે વાણિયાનો વેશ લઇ વિમલકીર્તિ આચાર્યની પાસે ગયો, અને વિધિપૂર્વક વંદના કરી તેમની આગળ બેઠો. એટલે આચાર્યે પૂછયું–"હે ભદ્ર! તું કોણ છું? અને ક્યાંથી આવ્યો છું"

આ સાંભળી સહસ્સમલ્લે કહ્યું–"હે મહાત્મન! હું તમારી કીર્તિ સાંભળીને તમારી પાસે દિક્ષા લેવા આવ્યોછું."

આથી આચાર્યે કહ્યું–"હે ભદ્ર! જો ત્હારે દિક્ષા લેવી હોય તો તું મ્હારી પાસે શિષ્યની પેઠે થોડા દિવસ રહે, એટલે હું ત્હારામાં યોગ્યતા જોઇ પછી તને દિક્ષા આપીશ."

આચાર્યના આવાં વચન સાંભળી તે સહસ્સમલ્લ આચાર્યની પાસે રહ્યો.

રાત્રીને વિષે આચાર્યે ચોરની શોધ કરવા માટે મંત્રનો જાપ કરવા માંડયો. અને સઘળા શિષ્યો ઉંઘી ગયા એટલે સહસ્સમલ્લ ત્યાં આગળ જે કાંઇ હતું તે સઘળું લઇ નાસી ગયો. થોડા સમય પછી કેટલાક શિષ્યો જાગી ઉઠયા તો તેમને નવા શિષ્યને દીઠો નહિ, આથી તે વાત તેઓએ આચાર્યને કહી. એટલે આચાર્યે કહ્યું–"તપાસ કરો, ઉપગરણાદિક સર્વ વસ્તુઓ છે કે નહિ."

આચાર્યના આવાં વચન સાંભળી શિષ્યોએ તપાસ કરીને કહ્યું-"ભગવન્! આપે જે વસ્ત્ર ઓઢેલું છે, તે વિના આપની પોટલી, પાટલી, કવલી, પુસ્તક, પાણીનું પાત્ર અને મોરપિંછી એટલી વ તુઓ જણાતી નથી."

આ સાંભળી આચાર્યે કહ્યું-"અરે શિષ્યો! મ્હારી ઉપધિ છે કે નહિ તેની તો તપાસ કરો."

આથી શિષ્યોએ તેની તપાસ કરી પાછા આવીને કહ્યું- "હે ભગવન! તે પણ તે ચોરી ગયો."

શિષ્યોના આવાં વચન સાંભળી આચાર્યે કહ્યું-અરે શિષ્યો! કષ્ટ આવ્યું, મ્હારૂં સઘળુ નાશ પામ્યું." આટલું કહી આચાર્ય મૂર્છા પામી પૃથ્વી ઉપર પડી ગયા. તેથી શિષ્યોએ શિતળ ઉપચાર કર્યો એટલે તે આચાર્ય સાવધાન થયા.

ત્યારપછી શિષ્યોએ આચાર્યને પૂછયું-"હે ભગવન્! આપની ચોર શી વસ્તુ ચોરી ગયો કે જેથી તમે મૂર્છા પામ્યા. તે આપ અમને જણાવો."

આ સાંભળી દિગંબર આચાર્યે કહ્યું-"હે શિષ્યો! તે પાપી ચોર ઉપધિમાંથી કીંમતી વસ્તુ હતી તે પણ ચોરી ગયો છે."

આ સાંભળી આચાર્યનો ખેદ દૂર કરવા માટે એક વૃદ્ધ શિષ્યે કહ્યું-"હે ભગવન્! જે બનવાનું હતું તે બની

ગયું. હવે નાહક ખેદ કરે શું વળવાનું છે. માટે ખેદને ત્યજી દઇ રાજાની પાસે જઇ આ વાત નિવેદન કરો."

વૃદ્ધ શિષ્યના આવાં વચન સાંભળી આચાર્યે ખેદ ત્યજી દઇ એક શિષ્યને સાથે લઇને રાજાની પાસે ગયા. એટલે રાજાએ વંદના કરી.

ત્યાર પછી પ્રધાને પૂછયું–"હે મહાત્મન! પિંછી અને જળપાત્ર વિના આપ કેમ આવ્યા છે?"

પ્રધાનના આવાં વચન સાંભળી આચાર્યે કહ્યું–"હે પ્રધાન! તે ચોર અમારૂં સઘળું લઇને નાશી ગયો છે."

આ સાંભળી રાજાએ કહ્યું–"હે પ્રધાન! તે આચાર્યને જલ્દીથી રજા આપો."

રાજાના આવાં વચન સાંભળી પ્રધાને દિગંબર આચાર્યને રજા આપી, એટલે તે આચાર્ય પોતાના સ્થાનકે ગયા.

ત્યારપછી રાજાએ ચૌદ વિદ્યાના જાણકાર નારાયણ નામના પંડિતને બોલાવ્યો. તેથી તે પંડિત રાજા પાસે આવ્યો. એટલે પ્રધાને કહ્યું–" પંડિતજી! તમારી વિદ્યાના બળથી ચોરને શોધી કહાડીને અમને જણાવો."

પ્રધાનના આવાં વચન સાંભળી પંડિતે કહ્યું–"હે પ્રધાનજી! મ્હારી પાસે મંત્ર છે તેનાથી ચોરને શોધી કહાડીને હું તમને જણાવીશ." આમ કહીને તે પંડિત રાજાની પાસેથી રજા લઈ પોતાના ઘેર ગયો.

આ વાત સહસ્સમલ્લે પોતાની માતાના મૂખેથી સાંભળી. તેથી તે બટુકનો વેશ લઈ નારાયણ પંડિતની પાસે ગયો. તેથી નારાયણ પંડિતે તેને પૂછયું–"તું કોણ છું, અને અહિં કેમ આવ્યો છું?"

નારાયણ પંડિતના આવાં વચન સાંભળી સહસ્સમલ્લે કહ્યું–"પંડિતજી! તમારી પાસે હું વેદ ભણવા આવ્યો છું."

આથી નારાયણ પંડિતે કહ્યું–"બહુ સારૂં! હુ તને વેદ ભણાવીશ. તું અહિં આગળથી બીજે જઇશ નહિ, અને અહિં આગળ રહેજે."

નારાયણ પંડિતના આવાં વચન સાંભળી સહસ્સમલ્લે કહ્યું–"પંડિતજી! આપે મ્હારા ઉપર કૃપા કરી છે તે માટે હુ આપનો ઉપકાર માનું છું."

રાત પડી એટલે નારાયણ પંડિતે સહસ્સમલ્લને કહ્યું તું અહિં આગળ સૂઇ જજે, અને હું એકાંતમાં બેસીને ચોરને શોધી કહાડવા માટે જાપ જપું છું."

આથી સહસ્સમલ્લે કહ્યું–"પંડિતજી! બહુ સારૂં, તમે ચોરને શોધી કહાડવા માટે જાપ જપો, હું અહિં આગળ સૂઇ જઇશ. એમ કહીને તે સૂઇ ગયો. એટલે નારાયણ પંડિત પણ એકાંતમાં જઇ જાપ કરવા લાગ્યો.

થોડા સમય પછી સહસ્સમલ્લ ઉઠયો. અને ઘરમાંથી સારી સારી વસ્તુઓ લઇને નાસી ગયો, સવારમાં નારાયણ

પંડિને પોતાના ઘરમાં ચોરી થએલી જાણી, એટલે તે વાત રાજાને કહી. તેથી રાજાએ તેને પણ રજા આપી વિદાય કર્યો.

ત્યાર પછી રાજાએ મહાદેવના સેવક શિવધર્મ નામના આચાર્યને બોલાવ્યા. તેથી તે આચાર્ય રાજા પાસે આવ્યા. એટલે પ્રધાને કહ્યું—" હે મહારાજ ! જ્ઞાનબળથી ચોરને શોધી કહાડીને અમને જણાવો. "

પ્રધાનનાં આવાં વચન સાંભળી શિવધર્મ આચાર્યે કહ્યું—" હે પ્રધાનજી ! સવારે જ્ઞાનબળથી તે ચોરને શોધી કહાડીને આપને જણાવીશ. " એમ કહીને તે પોતાના ઘેર ગયા.

આ વાત નગરની સ્ત્રીઓના મૂખેથી સાંભળી સહસ્સમલ્લની માતાએ તેને જણાવી. તેથી તે વેશ ધારણ કરી શિવ ધર્મ આચાર્યની પાસે ગયો. ત્યાં તેણે " ૐ નમઃ શિવાય " એમ કહી હાથ જોડીને કહ્યું—" મહારાજ ! આજે હું શિવ ધર્મને યોગ્ય થાઉં છું માટે મને દિક્ષા આપો.

સહસ્સમલ્લના આવાં વચન સાંભળી શિવ ધર્મ આચાર્યે તેને દિક્ષા આપી. રાત્રીએ શિવ ધર્મ આચાર્ય એકાંતમાં જાપ કરવા બેઠા. એટલે સહસ્સમલ્લ ઘરમાંથી સારી સારી વસ્તુઓ લઇને પોતાને ઘેર આવ્યો.

સવારમાં આ વાતની શિવધર્મ આચાર્યને ખબર પડી

એટલે તેમણે રાજા પાસે જઇ કહ્યું:-“ હે રાજન્ ! તે ચોરે મને પણ છેતર્યો છે. ”

શિવ ધર્મ આચાર્યના આવાં વચન સાંભળી રાજાએ શિવ ધર્મ આચાર્યને પણ રજા આપી. ત્યાર પછી પ્રધાને એક બૌધ આચાર્યને બોલાવ્યા. તેથી તે આચાર્ય રાજા પાસે આવ્યા. એટલે પ્રધાને કહ્યું-“ હે મહાત્મન્ ! જ્ઞાન બળથી ચોરને શોધી કહાડીને અમને જણાવો. ”

પ્રધાનના આવાં વચન સાંભળી તે બૌધ આચાર્યે કહ્યું:-હે પ્રધાનજી ! તે ચોરોને હું થોડા વખતમાં શોધી કહાડી આપને જણાવીશ. ” એમ કહીને તે પોતાના સ્થાનકે ગયા.

આ વાતની સહસ્રમલ્લને ખબર પડી તેથી તે બૌધ શ્રાવકનો વેષ લઈ બૌધ આચાર્યની પાસે ગયો, અને વંદના કરી તેમની પાસે બેઠો. તેથી તે આચાર્યે તેને પૂછ્યું.-“ હે શ્રાવક ! તમે કયાંથી આવો છો ? ”

આચાર્યના આવાં વચન સાંભળી તેણે કહ્યું-“ હે મહાત્મન ! હું દક્ષિણ દિશા તરફથી આવું છું. મ્હારે આજ સાધુઓને ભોજન કરાવવું છે, માટે મ્હારા ઉપર કૃપા કરો.”

સહસ્રમલ્લના આવાં વચન સાંભળી આચાર્યે કહ્યું:- “ હે શ્રાવક ! ત્હારી એમ ઇચ્છા હોય તો સર્વ સાધુઓને ભોજન કરાવ. ”

આચાર્યના આવાં વચન સાંભળી તેણે બજારમાંથી લાડવા, ખાજાં, બરફી, પુરી, પેંડા, જલેબી, વિગેરે લાવી સર્વે સાધુઓને જમાડયા. તેથી સર્વે સાધુઓ તેના ઉપર પ્રસન્ન થયા. રાત્રીએ બૌધ આચાર્ય એકાંતમાં જાપ કરવા માટે ગયા. એટલે શિષ્યોએ સહસ્સમલ્લને પૂછ્યું. "આજે તમારે કયાં સૂવું છે?"

આ પ્રમાણે સાંભળવાથી સહસ્સમલ્લે કહ્યું:—"આજે આપના પગની પાસે સૂઇ જઈશ."

જયારે સર્વે શિષ્યો સૂઇ ગયા એટલે સહસ્સમલ્લ તેમની સઘળી વસ્તુઓ લઇ પોતાને ઘેર ગયો. સવારે શિષ્યોએ પોતાની વસ્તુઓ ચોરાઇ ગયેલી જોવાથી સર્વે સાધુઓએ તે વાત બૌધ આચાર્યને કહી. તેથી બૌધ આચાર્યે રાજા પાસે જઈ તે વિષે વાત કહી. એટલે રાજાએ બૌધ આચાર્યને પણ રજા આપી.

ત્યાર પછી પ્રધાને કપીલભક્ત એવા પરમહંસ નામના આચાર્યને બોલાવ્યા. તેથી તે આચાર્ય રાજા પાસે આવ્યા. એટલે પ્રધાને કહ્યું:—"હે મહાત્મન્! ચોરને શોધી કહાડી અમને જણાવો."

આ પ્રમાણે સાંભળી આચાર્યે કહ્યું:—"હે પ્રધાનજી! તે વિષે હું સવારે કહીશ." એમ કહીને તે રાજાની રજા લઈને ચાલ્યા ગયા.

આ વાત સહસ્સમલ્લે સાંભળી એટલે તે કુલપુત્રનો વેશ લઇ પરમહંસ પાસે ગયો, ત્યાં તેણે આચાર્યને નમસ્કાર કરીને કહ્યુ:–" હે મહાત્મન્! ધ્યાનનું સ્વરૂપ કહો, તે પ્રમાણે હું કરીશ."

આ પ્રમાણે સાંભળી આચાર્યે કહ્યું–" હે ભદ્ર! તું મ્હારાં શિષ્ય પાસે પ્રથમ અભ્યાસ કર."

આ પ્રમાણે સાંભળી સહસ્સમલ્લ તે શિષ્ય પાસે ગયો, એટલે તેને કહ્યું–" ધ્યાનનો અભ્યાસ રાત્રીએ થાય છે."

આ સાંભળી સહસ્સમલ્લે કહ્યું–" બહુ સારૂં! રાત્રીને વિષે મ્હને અભ્યાસ કરાવજો."

રાત પડી એટલે પરમહંસ એકાંતમાં જપ કરવા ગયા, તેથી શિષ્યે સહસ્સમલ્લને ધ્યાનનો થોડો અભ્યાસ કરાવ્યો. પછી સર્વે સૂઇ ગયા. એટલે સહસ્સમલ્લ તેમની સર્વે વસ્તુઓ લઇને પોતાને ઘેર ગયો.

સવારમાં ચોરી થયેલી જાણીને શિષ્યોએ પરમહંસને કહ્યું. તેથી પરમહંસે રાજાની પાસે જઇ કહ્યું–" હે રાજન્! તે ચોર અમારી વસ્તુઓ ચોરી ગયો છે."

આ વાત સાંભળી પ્રધાને તે પરમહંસને પણ રજા આપી.

ત્યારપછી રાજાએ ભૂતવાદી એવા સુરપ્રિય પાખંડિને બોલાવ્યો. તેથી તે રાજાની પાસે આવ્યો. એટલે રાજાએ કહ્યુ:–" ચોરને શોધી કહાડીને અમને જણાવો."

આ પ્રમાણે સાંભળી તેને કહ્યું-હું સવારમાં આપને જણાવીશ." એમ કહીને તે રાજાની રજા લઇ ચાલ્યો ગયો.

સહસ્સમલ્લે આ વાત જાણી એટલે તે એક સ્વરૂપવાન વેશ્યા પાસે ગયો. અને કહ્યું-"હે વેશ્યા! જો તું મ્હારૂં એક કામ કરે તો હું તને દશ સોના મ્હોરો આપીશ."

આ પ્રમાણે સાંભળી વેશ્યાએ કહ્યુ-"તમે કહો તે કામ હું અવશ્ય કરીશ"

આથી સહસ્સમલ્લે કહ્યું-"હું તને જે કહું તેનો ત્હારે ઉત્તર આપવો નહિ, અને સાંભળ્યા કરવું."

આ પ્રમાણે સાંભળવાથી વેશ્યાએ કહ્યું-"બહુ સારૂં તે પ્રમાણે હું અવશ્ય કરીશ."

ત્યારપછી વેશ્યાને સાથે લઇ સહસ્સમલ્લ સુરપ્રિય પાખંડીની પાસે ગયો. અને નમસ્કાર કરીને કહ્યું-"મહાત્મન! આ મ્હારી બ્હેનને આપના હાથથી દિક્ષા લેવી છે. તેથી તેને દિક્ષા આપો."

આ પ્રમાણે સાંભળી સુરપ્રિય પાખંડિએ કહ્યું-"તે યોગ્ય છે. પરંતુ અમારો દિક્ષાનો આચાર એવો છે કે પહેલી દિક્ષામાં પશુને મારવું પડે છે, વળી મદ્યપાન કરવું પડે છે. અમારી સાથે એક પાત્રમાં ભોજન કરવું પડે છે."

આ પ્રમાણે સાંભળી સહસ્સમલ્લે કહ્યું-"મ્હારી બ્હેન તે સર્વ કરશે"

ત્યારપછી સહસ્રમલ્લે સર્વ વિધિ કરી. રાત્રીએ સુરપ્રિય પાખંડિએ તેને કહ્યું–"ત્હારી બ્હેનને કાંઇ કારણને લીધે અમારી સાથે રહેવું પડશે. માટે ત્હારી બ્હેનને મ્હારા શિષ્યો સાથે મદ્યપાન કરવા મોકલ."

આ પ્રમાણે સાંભળી સહસ્રમલ્લે તે વેશ્યાને શિષ્યો પાસે મોકલી, એટલે સર્વ શિષ્યોએ તે વેશ્યાની સાથે મદ્યપાન કર્યું. બહુ મદ્યપાન કરવાથી સર્વે શિષ્યો ભાન ભૂલી ગયા, તેથી તેમના લુગડાં પૃથ્વી ઉપર પડી ગયાં. સહસ્રમલ્લ આવી વ્યવસ્થા જોઇ જે કાંઇ હતું તે લઈ પોતાને ઘેર ગયો.

સવારે મદ્યનો નિસ્સો ઉતર્યા એટલે તેઓએ સહસ્રમલ્લને દીઠો નહિ. તેથી તેઓએ વેશ્યાને પૂછ્યું–"એ ત્હારો ભાઇ હતો, તે ક્યાં જતો રહ્યો?"

આ પ્રમાણે વેશ્યાએ સાંભળી કહ્યું:—"એ મ્હારો ભાઇ ન હતો. હાય! હાય! મને કોઇ ધૂતારો છેતરીને નાશી ગયો."

ત્યારપછી સુરપ્રિય પાખંડિએ રાજાની પાસે જઇને કહ્યું:—"હે રાજન્! મ્હારે ત્યાં ચોરી થઇ છે."

આ પ્રમાણે સાંભળી રાજાએ પ્રધાનને કહ્યું:–"હે પ્રધાન! આને ઘેર તે ચોર ચોરી કરી ગયો છે, માટે તેને પણ રજા આપો"

રાજાના આવાં વચન સાંભળી પ્રધાને તે સુરપ્રિય પાખંડિને રજા આપી વિદાય કર્યો.

થોડા દિવસમાં તે સહસ્સમલ્લ ચોરે નગરનું એકપણ ઘર ચોરી કર્યા શિવાય ન રહેવા દીધું. તેમજ હંમેશાં ઘણી જીવહિંસા પણ કરતો હતો. અને તેની ઇચ્છા પ્રમાણે પર સ્ત્રીઓની સાથે ક્રીડા કરતો હતો. તેથી રાજાને બહુ ચિંતા થવા લાગી. આ પ્રમાણે કેટલાક દિવસો ચાલ્યા ગયા, તોએ પણ ત માયાવી સહસ્સમલ્લ ચોરને કોઇ પકડી શકયું નહિ.

એક દિવસ તે કોશાંબી નગરના ઉદ્યાનમાં કોઇ એક કેવળી આવીને ઉતર્યા. તેથી રાજા તેમજ સર્વે નગરના લોકો તેમને વંદન કરવા સારૂ ઉદ્યાનમાં ગયા. સહસ્સમલ્લ ચોર પણ જુદો વેશ લઈને ત્યાં આગળ ગયો. ત્યાં કેવળીએ દેશના આપી કે–“ જે માણસ જીવહિંસા કરે છે, અસત્ય વચન બોલે છે, ચોરી કરે છે, અને પરસ્ત્રીઓની સાથે ક્રીડા કરે છે, તે માણસ મૃત્યુ પામી નરકમાં જાય છે. ત્યાં તેને બહુ દુ:ખ ભોગવવું પડે છે. ”

કેવળીના મૂખથી આ પ્રમાણે ધર્મ દેશના સાંભળી સહસ્સમલ્લ વિચાર કરવા લાગ્યો:–“ ધિક્કાર છે! ધિક્કાર છે! કેવળીએ કહ્યા તે સઘળાં કુકર્મો મેં કર્યાં છે. મ્હારાથી નરકના દુ:ખો શી રીતે સહન થશે. મને પાપથી બચાવ-નાર આ કેવળી છે. માટે હું તેમની પાસે દિક્ષા લઉં.”

આ પ્રમાણે સહસ્સમલ્લ વિચાર કરતો હતો, તે વખતે રાજા તથા નગરના લોકો ધર્મદેશના સાંભળી પોતપોતાના

ઘેર ગયો. ત્યારપછી સહસ્સમલ્લે કેવળીને હાથ જોડીને કહ્યું:—"હે મહાત્મન્! મેં પાપાત્માએ એવું એકે પણ કુકર્મ કર્યા શિવાય બાકી નથી રાખ્યું. તમારા ઉપદેશથી હું સંસારથી ઉદ્વેગ પામ્યો છું, માટે મને દિક્ષા આપો."

આ પ્રમાણે સાંભળી કેવળીએ કહ્યું:—"હે ભદ્ર! ત્હારી ઇચ્છા દિક્ષા લેવાની છે, તો હું તને દિક્ષા બે દિવસ પછી આપીશ."

આવાં વચન સાંભળી સહસ્સમલ્લે કહ્યું:—"હે મહાત્મન્! આપ બીજા કોઇ નગરમાં જઈ મને દીક્ષા આપો. કારણ કે અહિંના રાજા મ્હારાપર કોપાયમાન થયેલા છે."

આ પ્રમાણે સાંભળી કેવળીએ કહ્યું:—"હે ભદ્ર! રાજાથી તું ભય પામીશ નહિ. સવારમાં તું અહિં આગળ આવજે. સવારમાં રાજા પણ અહિં આગળ આવશે તે વખતે ત્હારૂં સર્વ સારૂં થશે."

સવારમાં રાજા તેમજ સર્વે નગરના લોકો કેવળીને વંદન કરવા માટે ત્યાં આગળ આવ્યા. સહસ્સમલ્લ પણ ત્યાં આવી બેઠો. ત્યારપછી કેવળીએ દેશના આપવી શરૂ કરી, અને રાજાદિક સર્વે લોકોના ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના સંદેહો ભાંગ્યા.

ત્યારપછી રાજાએ કેવળીને પૂછ્યું—"હે મહાત્મન! તે માયાવી ચોર ક્યાં છે?"

આ પ્રમાણ સાંભળી કેવળીએ કહ્યું-"હે રાજન! તે ચોર ત્હારા ડાબે પડખે બેઠો છે, પણ ત્હારે એના ઉપર ક્રોધ કરવો નહિ, કારણ કે તેણે કરેલા કુકર્મોથી તેને પશ્ચાતાપ થાય છે, અને તેનું મન દિક્ષા લેવાનું છે તે માટે તું તેને સહાય કર."

કેવળીના આવાં વચન સાંભળી રાજાએ કહ્યું:-"હે મહાત્મન્! તેની દિક્ષા લેવાની ઈચ્છા છે, તો હું તેને દિક્ષા અપાવવામાં સહાય કરીશ."

ત્યારપછી રાજા સહિત સહસ્સમલ્લ તેના ઘેર ગયો. ત્યાંથી મ્હોટા મહોત્સવપુર્વક તેની માતા અને રાજાને સાથે લઇ ફરી કેવળી પાસે આવી તેણે દિક્ષા લીધી. ત્યારપછી તેણે તપ કરવા માડયું. તપ કરતા તેણે દુર્ગતિનાં કારણ એવા કર્મનો ક્ષય કરી નાંખ્યો, અને તેને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તેથી દેવતાઓએ ત્યાં આવી કેવળી મહોત્સવ કર્યો. સોનાનું સિંહાસન રચ્યું, તે સિંહાસન ઉપર બેસી કેવળીએ લોકોને ધર્મદેશના આપી. ત્યારપછી સહસ્સમલ્લ મુનિમહારાજ ઉત્તમ પ્રકારથી ચારિત્રને પાળતા મુક્તિ પામ્યા.

# પ્રકરણ ૧૮ મું.



## પુણ્યનો પ્રભાવ.




મન્નકના મૂખેથી સહસ્સમલ્લનું ચરિત્ર સાંભળી સાગરશેઠ બોલ્યો.–"તમે સહસ્સમલ્લનું ચરિત્ર સંભળાવી મ્હારા પર મ્હોટો ઉપકાર કર્યો છે. હવે હું પણ શ્રી જિનેશ્વર ભગવાનની ભક્તિમાં રચ્યોપચ્યો રહીશ કે જેથી મને ઇહલોક અને પરલોકના ઉત્તમ સુખો પ્રાપ્ત થાય. પણ..........મ્હારાથી પુત્રનો વિયોગ સહન થતો નથી."

આ પ્રમાણે સાંભળી દામન્નક બોલ્યો–"શેઠજી! જે થવાનું હતું તે થઈ ગયું. માટે તે સબંધી વિચારો કરવા છોડી દઇ ધર્મ કાર્ય કરવામાં રચ્યાપચ્યા રહો."

આ પ્રમાણે સાંભળી સાગરશેઠ બોલ્યો–"તમે કહો છો તે સત્ય છે, પણ મને મ્હારો પુત્ર ઘણોજ સાંભરે છે. હાય પુત્ર! મેં પાપાત્માએ ત્હારો નાશ કરાવ્યો." એમ કહીને તે રૂદન કરવા લાગ્યો.

સાગરશેઠને રૂદન કરતાં જોઇને તેની સ્ત્રી બોલી–"પ્રાણનાથ! તમારા હાથે મ્હારો પુત્ર માર્યો ગયો. હું શું

કરૂં. હાય ! હું પુત્ર વગરની બની ગઈ. હાય ! પુત્ર તું ક્યાં ગયો. ” આમ બોલીને તે રૂદન કરવા લાગી.

પોતાની માતાને રૂદન કરતી જોઈને વિષા આશ્વાસન આપવા લાગી. “ માતાજી ! ધીરજ રાખો, વૃથા ચિંતા ન કરો. ”

વિષાના આવાં વચન સાંભળી તે બોલી–“ પુત્રી ! કેમ ધીરજ રાખુ ! હું પુત્ર વિના શું કરૂં ? ક્યાં જાઉં ? હાય પુત્ર ! મ્હને એકલી છોડીને ક્યાં ગયો. ” એમ બોલતાં બોલતાં તે મૂર્છા પામી અને મૃત્યુ પામી.

સાગરશેઠ પણ પુત્ર તથા સ્ત્રીના મરણથી બહુ શોક કરવા લાગ્યો. અને તેની છાતી ફાટી જવાથી તે મૃત્યુ પામ્યો.

રાજા સાગરશેઠના મરણના સમાચાર સાંભળી સાગરશેઠના મકાને આવ્યા. અને દામન્નકને સાગરશેઠની સઘળી માલ મીલકત સોંપી માલીક કર્યો. પૂર્વે કરેલા તપના પ્રભાવથી તેને સઘળી સામગ્રી મળી.

ત્યારપછી અનુક્રમે તેઓ બન્ને દંપતી ધર્મકાર્ય કરી ઇચ્છિત સુખ ભોગવવા લાગ્યા.

એક દિવસ દામન્નક બેઠો હતો, એવામાં નૃત્ય કરનારા લોકોએ તેની પાસે આવીને નાચ કર્યો. નાચ કરતાં કરતાં તેમાંથી એક જણ નીચેની ગાથા બોલ્યો:–

अणुपुरवमाव तावे-अणत्था तस्य बहु गुणा हुंति ॥
सुहदुहकच्छपडओ जस्स कयंतो वहइ पक्खं ॥

ભાવાર્થ:—જેનો પક્ષ યમરાજાએ કરેલો છે તે પુરૂષને ઉપરા ઉપર આવી પડતા અનર્થો બહુ ગુણકારી થાય છે, તો પછી તેને સુખ અને દુઃખ કયાંથીજ હોય? અર્થાત્ ન જ હોય.

આ ગાથા સાંભળીને દામન્નક તેના પર પ્રસન્ન થયો. અને તે નાચ કરનારને એક લાખ સોના મ્હોરો આપી. આવી રીતે તેણે તે નાચ કરનારને ત્રણ લાખ સોના મ્હોરો આપી. આ વાત રાજાએ સાંભળી તેથી તેણે દામન્નકને પૂછયું, એટલે દામન્નકે સત્ય હકીકત રાજા આગળ નિવેદન કરી. તેથી દામન્નકને રાજાએ રાજગૃહ નગરના શેઠનું પદ આપ્યું અને પ્રસન્ન થઇ કહ્યું:—

"શેઠજી! હું પણ તમારા ઉપર પ્રસન્ન થયો છું કે, તમારા જેવા ધર્મિષ્ટ ગૃહસ્થ મ્હારી રાજ્યધાનીમાં વસે છે. તેથી હું મ્હારા પુણ્યનો યોગ સમજુ છું."

રાજાના આવાં વચન સાંભળી દામન્નકે કહ્યું:—"હે રાજન્! મ્હને ધર્મના પસાયથી આ સઘળી સામગ્રી મળી તો હું તેનો ધર્મના કાર્યમાં ઉપયોગ કરૂં છું."

એક દિવસ દામન્નક વિચાર કરવા લાગ્યો કે:-પૂર્વ ભવમાં મેં એવું તે શું પુણ્ય કર્યું હશે કે મ્હને આ સઘળી સામગ્રી મળી."

આ પ્રમાણે તે વિચાર કરતો હતો એવામાં એક માણસે તેની પાસે આવીને કહ્યું:–" હે શેઠજી! નગરના ઉપાશ્રયમાં **વિમળબોધ** નામે આચાર્ય પધાર્યા છે."

તે માણસનાં આવાં વચન સાંભળી દામન્નક મનમાં આનંદ પામતો વિમળબોધ આચાર્યને વંદન કરવા માટે ઉપાશ્રયમાં ગયો. ત્યાં તે વિમળબોધ આચાર્યને વિધિપૂર્વક વંદન કરી યોગ્ય સ્થાનકે બેઠો.

ત્યારપછી વિમળબોધ આચાર્યે તેને ધર્મ દેશના આપી કે:–" હે ભદ્ર! તું સર્વ પ્રકારના આદરથી ધર્મ કર. કારણ કે ધર્મથી જીવ સંસારમાં સુખી થાય છે. દેશની ઉન્નતિનો આધાર ધર્મ ઉપર જ છે. ધર્મથી આત્માની ઉન્નતિ થાય છે એટલુંજ નહિ, પણ આ ભવ ને પરભવ બન્ને સુધરી જાય છે. હરકોઇ મનુષ્ય ધર્મ પ્રવૃત્તિમાં રચ્યો પચ્યો રહે તોજ તેના જીવનનું સાર્થક થયું ગણાય. તે માટે ધર્મ કરવામાં આળસ કરવી નહિ."

આ પ્રમાણે ધર્મદેશના સાંભળ્યા પછી દામન્નકે વિમળબોધ આચાર્યને નમસ્કાર કરી કહ્યું—

" હે મહાત્મન્! મેં પૂર્વભવને વિષે શું પુણ્ય કર્યું હતું કે હું અત્યારે આ સામગ્રી ભોગવું છું."

દામન્નકના આવાં વચન સાંભળી વિમળબોધ આચાર્ય બોલ્યા કે–" હે ભદ્ર! ત્હેં પૂર્વભવને વિષે મુનિમહારાજના ઉપદેશથી જીવહિંસા નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. તે

પતિજ્ઞાનું ત્હેં સંપૂર્ણ રીતે પાલન કર્યું હતું, તેથી તને સઘળી સામગ્રી મળી. અને ત્હેં પરવશપણાથી માછલાં પકડવા સારૂ ત્રણ વખત નદીમાં જાળ નાંખી માછલાં પકડયા હતા, અને તે માછલાંઓને પાછા નદીમાં ત્હેં ફેંકી દીધા હતા, તે કર્મથી તું દુખી થયો હતો. નદીમાં માછલાં પાછા ફેંકી દેતી વખતે એક માછલાંની પાંખ તુટી ગઈ હતી, તેથી તારી આંગળી ચાંડાળે કાપી લીધી હતી."

આ પ્રમાણે સાંભળ્યા પછી તે પોતાને ઘેર ગયો.

ત્યારપછી અનુક્રમે દામન્નક ધર્મ કાર્ય કરી મૃત્યુ પામી દેવલોકમાં ગયો. ત્યાંથી ચ્યવી આ મનુષ્ય ભવ પામી કેવળજ્ઞાન ઉત્પન્ન કરી મુક્તિપદ પામશે.



## *પુષ્પમાળા.

વિદ્વાનો, મહાન્ પુરૂષના ચારિત્ર્યની નિંદા યા ખોટી ચર્ચા કરતા નથી; પણ આજના સ્વચ્છંદી યુવાનો જેમ ફાવે તેમ ગોળા ગબડાવે છે.

⁂

ધર્મ ઉપર તને પ્રેમ છે? જો એમ હોય તો સમય ગુમાવતો નહિ, કારણ ગુમાવેલી ક્ષણ કરોડો સોના મહોરોથી પણ ખરીદી શકાતી નથી.

⁂

સ્વમાન, આત્મજ્ઞાન, અને આત્મનિગ્રહ આ ત્રણ સદ્ગુણોથી માણસનું જીવન ઉત્તમમાં ઉત્તમ બને છે.

⁂

ચારિત્ર્ય એ એક એવો હીરો છે કે જે દરેક બીજા પત્થરને ઘસી શકે છે.

⁂

જેની પાસે સમકિત રૂપ અમૂલ્ય હીરો છે, તે ધનહીન છતાં ધનવાન છે. કારણ કે ધન તો એક ભવમાંજ કિંચિત બાહ્ય સુખ આપી શકે છે, પણ સમકિત તો ભવોભવમાં અનંત સુખ આપી શકે છે.

---

* આ પુષ્પમાળા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થશે.

લેખક પ્રકાશક-ઝવેરી કા. સા.